

# અર્પણ પત્રિકા.

સદ્દગુણ સુશોભિત, સ્વધર્મનિષ્ટ,

## સ્વર્ગવાસી શેઠ રતનશી વસનજી પુનશી.

વર્તમાન કાળે આપ આ જગત્માં અદશ્ય થયા છો, છતાં આપની યશોમૂર્ત્તિ દૃશ્યમાન છે. આપનું જીવન અપૂર્ણ રહ્યું છે, તોપણ તેટલે અંશે પ્રકાશિત થયું છે, તો આ મહાવીર પ્રકાશ ગ્રંથ કે જેમાં તે મહાત્મા જગદ્દગુરૂના સિદ્ધાંતિક અને આધ્યાત્મિક જીવનનું શુદ્ધ સ્વરૂપ પ્રકાશિત કરવામાં આવ્યું છે, તે ગ્રંથ આપને અર્પણ કરી અમે અમારા કર્ત્તવ્યને પ્રકાશિત કરીએ છીએ. અને તેને આપના એક યશઃ શરીરનું અંગભૂત ગણી તે રૂપે આપનું દર્શન અને સ્મરણ ચિરકાલ રહેવાની અમારી ભાવના સફળ કરીએ છીએ.

અમો છીએ,

આપના સ્નેહાધીન, ધર્મ બંધુઓ,

**શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગના**

વ્યવસ્થાપકો.

# પ્રસ્તાવના.

આર્હત સાહિત્યમાં ચરિતાનુયોગનો વિષય વિશ્વ વ્યવહારમાં વિશેષ ઉપયોગી છે, તેની અંદર ધર્મ, નીતિ અને વર્ત્તનના એવા ઉત્તમ તત્ત્વો રહેલા છે કે જે તત્ત્વો મનુષ્ય જીવનની ઉચ્ચતાને આપનારા છે. તેમાં પ્રાચીન વીર પુરૂષોના ઐતિહાસિક જીવનની અને સિદ્ધાંતિક કે આધ્યાત્મિક જીવનની દિશાઓ કેવળ જુદી જુદી હોય છે. જે ઐતિહાસિક જીવન છે, તે પ્રયોગ શીલ પૂરાવાની અપેક્ષા રાખતું નથી અને કદિ રાખે તો તે મળી આવવું કઠિન છે. જ્યારે સિદ્ધાંતિક કે આધ્યાત્મિક જીવન જગતમાં જેટલા જેટલા આત્માને સત્ય પ્રતીત થઇ શકે છે, તેના ચોક્કસ પૂરાવા અને દાખલા–દલીલથી પ્રતીત કરાવી શકાય છે. ઐતિહાસિક જીવનમાં વ્યવહારિક તેમજ બાહ્ય જીવન મોટી જગ્યા રોકે છે. જ્યારે સિદ્ધાંતિક કે આધ્યાત્મિક જીવન અંતર્ગત દશા પ્રતીતિ કરાવવાને અને જે દૃશ્ય નથી તેનો યોગ્યતા પ્રમાણે અનુભવ કરાવવાને ઘણાંજ વિસ્તીર્ણ જ્ઞાનના વાતાવરણમાં આત્માને ઓતપ્રોત કરી શકે છે

અહિં પ્રસ્તુતમાં મહાવીર પરમાત્માનું ઐતિહાસિક જીવન પ્રસિદ્ધ છે. દરેક જૈન વર્ષમાં એકવાર તેનું શ્રવણ કરે છે અને માત્ર અપૂર્વ શ્રદ્ધાથી અને પૂજ્ય બુદ્ધિ તથા ભક્તિ ભાવથી તેની ઉચ્ચતાને ગ્રહણ કરે છે, છતાં તેમના જીવનનું અનુકરણ ઘણાં થોડા મનુષ્યો કરી શકે છે, એમ આપણે કહીએ તો તેમાં ઘણી સત્યતા છે, તે છતાં ઐતિહાસિક જીવન શ્રદ્ધાળુ મનુષ્યોને અતિ ઘણા ઉપકારને કરનારૂં થઇ પડે છે, એ નિઃશંક છે

ઐતિહાસિક જીવન અને સિદ્ધાંતિક જીવનની દિશાઓ જુદી જુદી હોવાથી બંને પ્રકારના જીવનને સાથે શુદ્ધ ન્યાય આપી શકવો અશક્ય છે. વળી ઐતિહાસિક જીવનના ઘણાં સાધનો હોવાથી સિદ્ધાંતિક કે આધ્યાત્મિક જીવનની અગત્યતા જોઇ શકાય છે. જો કે પરમાત્મ પદને પ્રાપ્ત થયેલા શ્રી વીર પરમાત્માનું અંતરંગ સિદ્ધાંતિક જીવન લખવાને પ્રવૃત્ત થવું, એ એક જાતનું જોખમવાળું સાહસ કહી શકાય. કારણકે, જે સ્થિતિ વર્ણવતાં તે સ્થિતિના પ્રત્યક્ષ અનુભવ વગર તે તાદૃશપણે વર્ણવી શકાય નહી તોપણ મનુષ્યમાં જે પરમાત્મ અવસ્થા આવરણમાં પ્રચ્છન્ન રહેલી છે, તે અવસ્થાને પ્રગટ કરવાનો જે અનુક્રમ માર્ગ વીર પરમાત્મા જેવા મહા પુરૂષના જીવન ચરિત્રમાંથી મળી શકે છે તેના આધારે

અને મનુષ્યની સામાન્ય શક્તિ પ્રફુલ્લિત થઇ શકે તેને આધારે આવા જોખમકારક સાહસને થોડો ઘણો ન્યાય મળવા સંભવ છે.

અપેક્ષિત વિચારો અને વચનોની અપેક્ષા સમજવાની યોગ્યતા આવા ગ્રંથોના વાંચન વિચારમાં પ્રથમ દરજ્જે અગત્યતા ધરાવે છે. કારણકે, કોઇ સ્થળે મહાવીરની વ્યક્તિને પૃથગ્ માનીને લખાએલું હોય છે, ત્યારે બીજે સ્થળે મહાવીરને ઉદ્દેશીને લખાયું હોય છે, તે આત્માની પરમાત્મ સ્થિતિ પરત્વે આત્મા અને મહાવીર પરમાત્માને ઐક્ય ભાવથી ઉદ્દેશીને લખાએલું હોય છે. આત્માની અંતરંગ દિશા કે જે કેવળ પરોક્ષ છે, તેને વિશેષ સૂક્ષ્મ રીતે જાણવાને માટે એકેંદ્રિયના જ્ઞાનવાળા જેઓ કહેવાય છે અથવા જેઓને શાસ્ત્રના અમુક વચનને વળગી રહેવાની ટેવ હોય છે, તેઓને યોગ્યતા વાળા ગણી શકાય નહી. જે વિચારો બાહ્ય અને અંતરંગ જગતના સિદ્ધાંતોને સાદા સરલ પરંતુ યથાર્થ રીતે ખાત્રી આપે તેવા ઉદાહરણો અને પૂરાવાને સિદ્ધ કરી આપે છે, તેનો તાદૃશ અનુભવ શાસ્ત્રના અમુક પાઠોથી કે કોઇ પ્રસંગના અમુક વચનને પકડી રાખવાથી જાણી શકાતો નથી પરંતુ તે જાણવાને માટે વિવેકની તીક્ષ્ણતા વિશેષ ઉપયોગી સાધન થઇ પડે છે.

આત્માને પરમાત્મ અવસ્થા સુધી લઇ જવાને આ ગ્રંથમાં જે સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું છે, તે કોઇ પણ શાસ્ત્રના સીધા આધાર વાળુ જણાશે નહીં પણ આડકતરી રીતે તે તત્ત્વ વિચારમાં વિરામ પામી પ્રમાણ ભૂત દેખાશે. તેમ તેમાં જે અનુક્રમ અને ધોરણ અખત્યાર કહેલ છે, તે એવા પ્રકારના છે કે, જે આજસુધી કોઇ પણ જૈન ગ્રંથો લખવામાં આ પ્રકારે લેવામાં આવ્યા નથી. આ ગ્રંથની શૈલી કાંઇક પાશ્ચાત્ય તત્ત્વ જ્ઞાનીઓના ધોરણને મળતી આવે છે ખરી તોપણ તેમાં એવો મિશ્રિત ભાવ થઇ ગયેલો જણાય છે કે તેને કોઇ નવીન વિચિત્ર શૈલી કહે તો તે કેવળ ભુલ ભરેલું છે, એમ કહી શકાશે નહીં આ પ્રમાણેની સ્થિતિ હોવાથી લેખક અને વાચક વર્ગને બંનેને પોતાની જોખમદારી સમજવી જરૂરની છે. તેના અભાવે ઘણી વખતે અનર્થ થવાનો સંભવ રહે છે.

સાંપ્રતકાળે જે જાગ્રતિનો અને શોધ ખોળ કરવાનો જમાનો ચાલે છે અને વિદ્વાનો તથા તર્ક શાસ્ત્રીઓ જે પદ્ધતિ સ્વીકારતા જાય છે, તે પદ્ધતિ જૈન સાહિત્યની ખીલવણીને માટે ઘણીજ અગત્યની છે; પરંતુ જૈન લેખકો જુની શૈલીને બહુજ ચુસ્ત રીતે વળગી રહેલા હોવાથી તેઓ વિસ્તીર્ણ જૈન સાહિત્યને સંકુચિત કરતા જાય છે. અને પોતાની શક્તિને ઘણીજ તીવ્ર રીતે જાગ્રત કરી શકે તેવા

વિદ્વાનોથી જૈન કોમ મોટે ભાગે ઉપરના કારણથીજ બેનશીબ રહે છે. જુની શૈલીના સબળ પક્ષ તરફથી નવીન શૈલીને ત્વરિત સારો આવકાર મળશે એમ કહી શકાતુ નથી; તેના પર ઘણી ટીકાઓ થશે પરંતુ જમાનો જે માગે છે; તેની કીંમત અવશ્ય થયા વગર રહેશે નહી.

આ નવીન શૈલીના ગ્રંથમાં મહાવીરનું જે સિદ્ધાંતિક જીવન છે; તે મોટે ભાગે આત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ, તેઓ વચ્ચેનો છુપો સંવાદ, અને તેઓ વચ્ચેના નજીકના સંબંધની પ્રતીતિ કરાવવાના ધોરણને વધારે મળતું છે, મતલબ કે આ ગ્રંથમાં મહાવીર પ્રભુને અમુક મહાન્ વ્યક્તિ તરીકે ગણુવાને બદલે પરમાત્મા ( આત્માની શ્રેષ્ટ સ્થિતિ ) તરીકે ચિતરવામાં વિશેષ મુખ્યતા રાખવામાં આવી છે. અને તેથી કોઇ કોઇ બાબતમાં મહાવીર પ્રભુના ઐતિહાસિક જીવનની સાથે આ સિદ્ધાંતિક જીવનનો વિરોધાભાસ જણાય તો તે સંભવિત છે.

જે બાબતનું જ્ઞાન શબ્દગોચર નથી અને તેને શબ્દગોચર કરવા જતાં જેનો સાધારણ ખ્યાલ આપવાને ભાષાકોષ પણ પૂરતો નથી. તેવા અદૃશ્ય સ્વરૂપવાળા પરમાત્માનું આત્માને જ્ઞાન થાય અને અરૂપી આત્મા કર્મથી મુક્ત થઇ અરૂપી પરમાત્મા થાય તે વિષેની સઘળી ઉત્તરોત્તર સ્થિતિ જે માત્ર અનુભવગોચર છે, તે સંસારના ક્ષણિક ઉદાહરણોથી સિદ્ધ કરવા જતાં તેમાં મૂળ વાત વિષે ન્યૂનતા રહે એમાં કશો શક નથી. તે છતાં આ ગ્રંથમાં જે અનુક્રમથી આત્માને જાગ્રત કરી શ્રેણીએ ચડાવેલો છે, તેનો જો ઉંડો અભ્યાસ કરવામાં આવે તો મનુષ્યને અંતરંગ જગતનું ઘણું સૂક્ષ્મ જ્ઞાન થાય, એવી માન્યતા છે.

આ ગ્રંથમાં સરલ રીતે કોઇ પણ શાસ્ત્રોનો આધાર રાખવામા આવ્યો નથા, તોપણ પરપગએ શાસ્ત્રીય વિચારોની છાયા તેમાં પડેલી દેખાશે. તેમ છતાં હૃદયના અને આત્માના બળપર તેની જોખમદારી રાખવામાં આવી છે અને તેમાં ટીકા કરી શકાય એવો ઘણો ભાગ મળી આવવા સંભવ છે, કારણકે, લેખક અને વાચક બંને અપૂર્ણ આત્મા હોવાથી પૂર્ણ આત્મા વિષેના ગહન વિષયના રહસ્યમાં એક મત થઇ શકે એ વાત કાંઇક અસંભવિત જણાય છે, તેથી જેઓ આ ગ્રંથના કોઇ પણ પગ સિદ્ધાતને અનુસરીને યોગ્ય ટીકા કરી અમારી ભુલ બતાવશે તો તે મહદુપકાર સાથે સ્વીકારી સુધારવા લક્ષ રાખવામાં આવશે

આ લેખમાં વીર પ્રભુના વચનથી વિરૂધ્ધ કાંઇ પણ લખાયું હોય તો તે મિથ્યાદુષ્કૃત થજો.

આ પ્રસંગે જણાવવાને વિશેષ આનંદ થાય છે કે, તાત્વિક વિચારોથી ભરપૂર અને શ્રી વીર ભગવાનના સિધ્ધાંતિક અને આધ્યાત્મિક જીવનનો આદર્શ રૂપ આ ગ્રંથ એક સ્વર્ગવાસી પવિત્ર આત્માને અર્પણ કરવામાં આવ્યો છે. જેમના સ્થૂલ દેહની પ્રતિમા આ ગ્રંથના અગ્રભાગ ઉપર આપવામાં આવેલી છે. તે પ્રતિમાની સાથે બીજી બે પ્રતિમાઓ છે, જેઓમાં એક પ્રતિમા તે સ્વર્ગવાસીના પિતાની છે, અને બીજી તેમના પુત્રની છે. સ્વર્ગવાસી શેઠ રતનશી વસનજી પુનશી સદ્દગૃહસ્થપણાના સર્વ સદ્દગુણોથી અલંકૃત હતા અને તેમની પવિત્ર મનોવૃત્તિમાં આર્હત ધર્મની પૂર્ણ આસ્તા રહેલી હતી, તે ગૃહસ્થના નિર્મળ નામનું સ્મરણ રાખવાને શેઠ **હંસરાજભાઈ મેઘજીભાઈએ** મર્હુમની મીલકતમાંથી ત્રણસો રૂપીઆની રકમ આ ગ્રંથના ઉત્તેજનને અર્થે આપેલી છે, તેમનો આ પ્રસંગે આભાર માનવામાં આવે છે. પવિત્ર જ્ઞાન ખાતાને ઉત્તેજન આપવામાં, અપાવવામાં અને અનુમોદવામાં પ્રયત્ન કરનારા ગૃહસ્થો સરખા પુણ્યના સંપાદક થાય છે અને તેમનું જીવન ખરેખર પારમાર્થિક જીવન ગણાય છે.

સંવત્ ૧૯૬૬. વૈશાખ,
કૃષ્ણ દશમી.
પાલીતાણા.

પ્રસિદ્ધ કર્ત્તા.
શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ.





શ્રી

# મહાવીર પ્રકાશ.

## (પ્રથમ ભાગ.)

## પ્રકરણ ૧ લું.

### મનુષ્ય અને મહાવીર.

**મનુષ્યમાં મહાવીરપણાની પ્રતીતિ**—બીજાના મુખથી આપણે જે સત્ય શ્રવણ કરીએ છીએ, તેની સત્યતા બોલનાર વિષેના નિશ્વાસથી કે પોતાના અંતઃકરણપર તેનું સ્વચ્છ પ્રતિબિંબ પડતું હોય તેથી પુરવાર થાય છે. પૈસાને ગ્રહણ કરનારા મનુષ્યને જેમ ખાત્રી થાય છે, કે પ્રમાણિક માણસ પૈસા આપનાર હોવાથી તે પૈસા સારા છે, અથવા તો તે માણસ પ્રમાણિક છે તેથી સારા પૈસા આપે છે, તેવીજ રીતે સત્યની પ્રતીતિ માટે તેવીજ રીતે નિશ્ચય થઇ શકે કે, કાંતો તે સત્યનો શીખવનાર વિશ્વાસપાત્ર છે, માટે તેના સિદ્ધાંત સત્ય અને વિશ્વાસપાત્ર છે અથવા શીખવનાર માણસ વિશ્વાસપાત્ર છે, કારણકે તેના સિદ્ધાંતમાંજ સત્યની પ્રતીતિ થાય છે. મહાવીરનો સત્ય સિદ્ધાંત તેના જીવનપરથી સંપૂર્ણ ખાત્રીના પુરાવા આપનાર હતો. મનુષ્યની વિવેક બુદ્ધિ અને હૃદયના ગુપ્ત વિચારો જાગૃત કરવાને તેમનાં વચનો એટલાં બધાં બંધબેસ્તાં હતાં, મનુષ્યની સામાન્ય વિચારણા પર સત્ય સ્વરૂપનું પ્રતિબિંબ પાડવાને એવા તો મજબૂત પુરાવા તેમના જીવનમાથી મળી આવતા અને મનુષ્ય અંતઃક-

રણની ઉંડી ઇચ્છાઓનો જેના જીવનમાંથી એવો તો સ્વચ્છ પડઘો પડતો હતો કે તે પરમાત્માનું જીવન દરેક મનુષ્યને મહાવીર સ્વરૂપે સહજ પ્રતિબિંબિત થતું. તેમના સિદ્ધાંતની સ્વર્ગીય સુગંધથી જેમના શારીરિક વસ્ત્રો સુગંધમય થતાં અને તેથી આકર્ષાઇને જેઓ સ્વાભાવિક રીતે એમ કહેતા કે અનાદિ જીવનમાંથી મુક્ત કરનાર એક તુંજ છે, તેવા મનુષ્યો મહાવીરપણાને કેવી રીતે પામતા એ વિચારવું તે તત્વવેત્તાને પણ ઘણું મુશ્કેલી ભરેલું જણાશે. સત્યનો દીપક માત્ર પોતાના પ્રકાશથી દૃષ્ટિગોચર થતો નથી, તેને જે ગ્રહણ કરનાર છે તેની મુખમુદ્રાપર પણ તેનો પ્રકાશ પાછળથી આપોઆપ પડે છે. સત્યનો સામાન્ય પ્રતિઘોષ પરમાત્મ દૃષ્ટિવડે તે મહાત્મા દરેક મનુષ્યના અંતઃકરણમાં ધ્વનિત કરે છે.

**મનુષ્યને સત્યની પ્રતીતિ કેવી રીતે થાય છે?**—સત્યના જે નિયમ મહાવીર દર્શાવે છે, તેથી દરેક વિચારશીલ મનુષ્ય જાણીતો હોય છે. કેટલાક સત્ય એવા હોય છે કે તે લાંબા વખત સુધીની કે થોડા વખતની અમુક ક્રિયાથી, ચર્ચાથી અને વારંવાર નવી નવી કલ્પના કરવાથી આપણને પ્રતીતિ થાય છે. તેવીજ રીતે કેટલાંક એવાં પણ સત્ય છે કે જ્યારે મનમાં પણ તેનો સંકલ્પ થાય કે તરતજ તેની પ્રતીતિ થાય છે. સઘળું વિજ્ઞાન શાસ્ત્ર સત્યના ધોરણથી રચાએલું છે કે જે સત્ય પોતાની મેળે ખાત્રી કરાવવાને શક્તિવાન્ રહે છે. સર્વ પ્રકારના જ્ઞાનના ગૂઢ રહસ્યના મૂળમાં સૌથી પ્રથમના નિયમો એવા હોય છે કે તેના પુરાવાની અપેક્ષા રહેતી નથી. તમારી વિવેક બુદ્ધિની સંકલ્પનાની પાછળ ચાલતા જ્યારે તમે તેના મૂળ સુધી પહોંચશો ત્યારે તમોને છેવટ એવું કારણ મળશે કે, જે પોતાનાજ આધારે ઉભું રહેલું હોય છે. તે પોતેજ પોતાની સાબીતી આપે છે. તમારા જ્ઞાનનો અનુક્રમ તપાસી જોશો તો તમોને છેવટે એવો નિર્ણય થશે કે તે જ્ઞાનનો અધિષ્ટાયક કોઇના પણ આધારે નહિ રહેતાં બીજાને આધાર આપનાર છે. અસંખ્ય વિચારવા યોગ્ય બાબતો સત્ય, વ્યાજબી અને સુંદર હોવાની ખાત્રી કરાવવાને કદાચ તમે શક્તિવાન થશો પણ કેટલીક બાબતો એવી પણ હોય છે કે જેને માટે તમે કાંઇ પણ કારણ નહિ આપતાં તમે માત્ર એટલુંજ કહેશો કે 'હું તે બાબતો સત્ય, સારી કે વ્યાજબી માનું છું અને

તેથી હું તેને સત્ય અને સારી કહું છું. મારા મનમાં તે વિષે જરા પણ શંકા રહેતી નથી અને પરમાત્માની સાક્ષીએ મારૂં અંતઃકરણ કંઇ પણ કારણ વગર તે બાબત કબુલ કરી લે છે.'

હવે પરમાત્માના વચનો તે આવા પ્રકારના ઘણા સત્ય રૂપે છે. જે વચનો શાસ્ત્રમાં લખાએલાં છે તેમાંના ઘણા વિષે મનુષ્યનું મન એટલું ખાત્રીવાળું હોય છે કે જેવા તે મનપર આવે છે કે તરતજ તેની સત્યતાની પ્રતીતિ થાય છે. જેમ મનોહર દેખાવોની સુંદરતા સાબીત કરવાને શોખીન આંખને કોઇ પણ પુરાવાની જરૂર રહેતી નથી, ચંચળ કાનને મધુર સ્વરની ખાત્રીને માટે કાંઇ પણ પ્રમાણની જેમ જરૂર રહેતી નથી, તેવીજ રીતે મનુષ્યના આત્માનો જગત્‌ની નૈતિક સુંદરતા અને ઐકયતા જે પરમાત્માના વચનથી જણાય છે, તેમાં એટલો બધો ગૂઢ અને સત્ય વ્યવહાર રહેલો છે કે આંતર ચક્ષુઓ જો દૂષિત ન હોય તો સ્વાભાવિક ખાત્રી અને પ્રમાણથી એકદમ દૈવિક સત્ય પદાર્થના સ્વરૂપને અનુભવી શકે છે. આત્માના મૂળ બંધારણમાં વગર લખેલા એવા સત્ય સિદ્ધાંતો છે કે જે બહારના લખેલા શાસ્ત્રરૂપે પરિણામને પામે છે, કહેવાનું તાત્પર્ય એવું છે કે શાસ્ત્રીય સિદ્ધાંતોનું મૂળ આત્મામાં છે. અંતઃકરણના ઉંડાણમાં એવું જ્ઞાન રહેલું છે કે મહાવીર પરમાત્માના જ્ઞાનનો પ્રતિબિંબિત અવાજ છેક ત્યાં જઇ અથડાય છે અને બધી જાતના આડા આવતા અજ્ઞાન શલ્યને તે દૂર કરી શકે છે. ટુંકામાં સરળ અંતઃકરણવાળા મનુષ્યમાં મહાવીરપણાનું તાત્કાલિક, દૃઢ અને સીધું પ્રતિબિંબ પડે છે ઉપરના સિદ્ધાંતને સ્ફુટ કરવાની હજુ અગત્ય છે. જો કે તેમાં ગુંચવાઇ જવાનો ઘણો ભય રહે છે તોપણ સત્યતાનું ખરૂં રહસ્ય બની શકે તેટલું સ્ફુટ કરવાને પ્રયત્ન કરીશું.

જે સત્ય વિષે મનુષ્યને સ્વાભાવિક પ્રતીતિ થાય છે તે સત્ય પોતાના અંતઃકરણને કેળવ્યા વગર તે શોધી કાઢે છે તેવું નથી. મહાવીરના સત્ય વચનો પ્રતિઘોષિત થવાથી કે હૃદયમાં ઊંડા ઉતરવાથી તે વચનોના સિદ્ધાંતોનું મૂળ શોધવાની મનુષ્યમાં યોગ્યતા હોય છે એમ કહી શકાય નહિ. જો તેમ હોય તો વિવેક બુદ્ધિના અને અંતઃકરણના નિયમથી કોઇની પણ મદદ વગર શાસ્ત્રીય સિદ્ધાંતો

મનુષ્ય આપોઆપ શોધી શકત; પરંતુ તેજ સ્થળે મહાવીર અને મનુષ્ય વચ્ચેનો તફાવત વ્યક્ત થાય છે. મનુષ્યમાં જ્યારે મહાવીરપણું આવે ત્યારેજ તેમાં તેવી શક્તિ ઉત્પન્ન થાય છે. મહાવીર પ્રભુમાં તેવી સ્વાભાવિક શક્તિ હતી અને તેથી તે બીજાની ગુપ્ત રહેલી શક્તિઓને પણ જાગૃત કરી શકવાને સમર્થ થતા.

સત્યને ઓળખવાની શકિત જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેની સાથેજ તેજ સત્યના મૂળને શોધી કાઢવાની શકિત હોતી નથી. ધારણા શક્તિનો અનુક્રમ જે વિચારો જાણવાને અને નક્કી કરવાને મનુષ્યને શકિતમાન કરે છે, તે અનુક્રમ જે શકિતથી વિચાર ઉત્પન્ન કરી શકાય છે, તેના કરતાં ઘણોજ હલકા પ્રકારનો હોય છે. આપણે જે શોધી શકીએ નહિ તે સમજી શકીએ, જેમકે કુદરતનો કોઇ પણ મહાન કાનુન શોધી કાઢવાને અને તે વિજ્ઞાન શાસ્ત્રના નિયમને લાગુ કરવાને શોધ કરનારની માનસિક શક્તિઓ ઘણીજ તીક્ષ્ણ અને અસાધારણ હોય છે; પરંતુ જ્યારે તે નિયમની શોધ કરી એક વખત જાહેરમાં મુકવામાં આવે છે ત્યારે સેંકડો બુદ્ધિશાળી મનુષ્યો તેને સહેજવારમાં સમજી લે છે કે જેની જીંદગી સુધી શોધ કરવાથી પણ તેઓ ફતેહ મેળવી શકત નહિ. દ્રવ્ય ગુણ પર્યાયના જે ભેદ મહાવીરના સિદ્ધાંતમાં મળી આવે છે, અને દરેક પદાર્થને લાગુ કરી શકાય છે, તેવીજ રીતે સપ્તભંગી અને સ્યાદ્વાદના પણ જે જે નિયમો પદાર્થને બંધએસ્તા થઇ જાય છે અને વસ્તુ સ્થિતિ સમજાય છે, તે શોધ ગમે તેવા તીક્ષ્ણ બુદ્ધિના મનુષ્યથી પણ થઇ શકે તેવું કહી શકાશે નહિ. મહાવીરપણું ખરા સ્વરૂપમાં તો ફક્ત મહાવીરમાંજ મળી આવે છે, અને મહાવીરની મદદથીજ મનુષ્ય મહાવીરપણાને પહોંચી શકે છે. દરેક મનુષ્યમાં મહાવીરપણું રહેલું છે, અને તે શકિતને વિચારથી, જોવાથી અને ભેદજ્ઞાનથી અંતઃકરણના ઊંડા ભાગમાં ઉથલપાથલ કરીને સત્ય સમજવાને શકિતવાળા થવાય છે પછી-તે છતાં સત્યના મૂળ શોધક થવાનું અને જગતના મનુષ્યના હૃદયમાંથી સત્યની પ્રતીતિ કરાવવાનું મહાવીર જેવું ભાગ્ય કોઇ વિરલાનેજ માટે નિર્માણ થએલું હોય છે. એક મહાનકવિ માણસના મનને પ્રફુલ્લિત કરવાને અને ધ્રૂજાવવાને શકિતવાન હોય છે, તેમાં ગમે તે ગુપ્ત ભેદ હોય પણ એટલું તો નક્કી છે કે તે માત્ર પો-

તાના વિચારો અને પોતાની લાગણીઓને શબ્દદ્વારા બહાર લાવે છે કે જે વિચારો અને લાગણીઓ ઘણા થોડાજ માણસો દર્શાવી શકે તે છતાં સામાન્ય સમજવાળા મનુષ્યો તે વિચારોને પોતાના વિચાર તરીકે ગ્રહણ કરી લે છે, કેમકે તેજ લાગણી અને વિચારો ગુપ્તપણે દરેક મનુષ્યમાં રહેલા હોય છે તે અમુક કારણ પામીને જાગૃત થાય છે. મહાન ગ્રંથકારોના લેખની સત્યતા સમજવાની શક્તિ ધરાવનારા મનુષ્ય લાખો ગમે હોય છે, પણ તેઓ પોતાથી તેવા લેખો ઉત્પન્ન કરવાનું કદિ બની શકતું નથી. સુંદરતાના અને સત્યતાના ઝાંખા, અસ્વચ્છ અને આચ્છાદનવાળા વિચારો ઘણા માણસોના મનમાં ઉદ્ભવે છે, પણ જેનામાં વિચાર ઉત્પન્ન કરવાનું શુદ્ધજ્ઞાન હોય તેજ સત્યને ખરા સ્વરૂપમાં અને ખરી સુંદરતામાં પ્રગટ કરી શકે છે, અને સત્ય તે પોતે પોતાને સમજાવવાથી અનુક્રમે મનુષ્યનું અંતઃકરણ મહાવીરની દૃષ્ટિમાં મહાવીરપણું અનુભવે છે.

હવે આં સિદ્ધાંતમાં હજુ જરા આગળ વધીશું તો એટલું તો સ્પષ્ટ છે કે શાસ્ત્રીય સિદ્ધાંતો જે મનુષ્યની વિવેક બુદ્ધિ અને અંતઃકરણ સમજી શકે છે તે સિદ્ધાંતો મનુષ્યની વિવેક બુદ્ધિમાં કોઇની પણ સહાયતા વગર દૈવિક શત્ય શોધી કાઢવાની યોગ્યતા લાવી શકતા નથી. શાસ્ત્રોથી જે બાણતો માણસ શોધી ન શકે તે સારીરીતે સમજવાને તે શકિતવાન્ થાય છે જો કે આત્મામાં ગુપ્ત શ્રદ્ધા, ઝાંખી લાગણીઓ, ન સમજાય તેવી આશાઓ, અને ઊંડી ઇચ્છાઓ રહેલી છે તોપણ જ્યાં સુધી દૈવિક સત્યનો બહારનો પ્રકાશ તેને અજવાળામાં લાવતો નથી ત્યાં સુધી તે મનુષ્યને પોતાને જણાતો નથી તેમ તેનાથી તેનો અનુભવ થઇ શકતો નથી. વળી મનુષ્યના હૃદય અને મનપર એક અજાણી ભાષાના એવા અક્ષરો લખાએલા છે કે જેને સ્ફુટ કરવાની ચાવી ફકત કુદરતના સર્વ માન્ય સત્યમાં રહેલી છે એક અશ્રદ્ધાળુ અથવા એક અજ્ઞાન માણસને દેવીક સત્ય સમજાવનારની સામે ઉભો રાખો અને જેવો તે લક્ષપૂર્વક સાંભળશે કે તરતજ તેના અંતઃકરણમાંથી કોઇ એવી વીજળી બહાર આવશે કે તેને સત્યની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. તેને સઘળા વિષે ખાત્રી થશે. તે સઘળી બાબતની તુલના કરી શકશે, તેના અંતઃકરણના ગુપ્ત રહસ્યો

ખુલ્લાં થશે,અનેતેથી તે મહાવીરપરમાત્માની ભકિત કરશે,આરાધના કરશેઅને વીરપ્રભુને પોતાની નજદીકમાં જોઇ શકશે.અનાદિ અને અદ્રશ્યસત્યતાની દુનીઆમાં જયાંઆપણે શ્રેષ્ટપ્રાણી તરીકે રહીએછીએ, ત્યાં મનુષ્યને ઉડવાને ઘણી ઉંચી જગ્યાઓ છે, અવનત મનુષ્યત્વમાંથી ઉન્નત થવાને ઘણા છુપા માર્ગ છે કે જે વિચારવંત પ્રાણીઓ મેળવી શકે છે. જોકે ગમે તેવી શોધથી આપણે પરમાત્માને શોધી શકીએ નહિ, વળી જોકે પવિત્ર નૈતિક કાયદાની ખાત્રી છે કે અમરપદનું સ્વપ્ન ગમે તેવા પ્રયત્નથી અને માનુષિક વિવેક બુદ્ધિથી અપ્રાસવ્ય છે તોપણ મનુષ્યના સ્વભાવના બંધારણમાં એટલું બધું દૈવિક તત્વ રહેલું છે, તેના અંતઃકરણ પર એવા સ્વચ્છ નૈતિક ધોરણની છાપ પડેલી છે, જગતના અંતઃકરણમાં અમરપણા પાછળ એટલી બધી મજબુત અને ઉંડી લાગણી તથા ઈચ્છા શાંતપણે રહેલી છે કે મહાવીર પરમાત્મા જાગૃત થએલા આત્મામાં પોતાના સર્વ માન્ય ઉપદેશનો તાત્કાલિક બદલો અને પ્રમાણ જોઇ શકતા તેથી કરીને દૈવિક સત્ય જોકે મનુષ્યની વિવેક બુદ્ધિ શોધિ શકતી નથી તોપણ તેની સાથે તેને ઘણો નિકટનો સંબંધ છે, જોકે તે માનવ હૃદય સુધી પહોંચી શકતું નથી તોપણ તેના નિયમો અને ધોરણો ઘણી ખાત્રી આપે છે, મનુષ્ય મુખથી તેને બોલી શકતો નથી તોપણ મહાવીર જે રૂપે મનુષ્યને સત્ય સમજાવે છે, તે રીતે તેઓ તેને તાદૃશ ગ્રહણ કરી શકે છે.

વળી મનુષ્ય અંતકરણને સર્વ માન્ય સિદ્ધાંતની આપોઆપ પ્રતીતિ થાય છે એમ નક્કી કરવામાં આપણે તે સત્ય શોધવાની શકિત મનુષ્યમાં નથી એમ કબુલ કરીએ છીએ એટલુંજ નહિ પણ અંતઃકરણ તેની અપૂર્ણ અને અશાંત સ્થતિમાં તે સત્યની શોધ થયા પછી પણ તેને સંપૂર્ણપણે ઓળખવાને અને વિસ્તારવાને યોગ્યતાવાળું હોય છે એમ પણ કહી શકાય નહિ. એટલું તો કબુલ કરી શકાય કે માણુસનું હૃદય જો પવિત્ર અને પૂર્ણ સ્થિતિવાળું હોયતો મહાવીરના અંતઃકરણની સાથે તે જોડાઇ શકે છે અને તેના પવિત્ર વચનનો પડઘો પવિત્ર અંતઃકરણમાં પડી શકે છે. પરંતુ મનુષ્યનું અંતકરણ પવિત્ર અને પૂર્ણ હોતું નથી, તેમની વિવેક બુદ્ધિ ઝાંખી અને રજુ ન થઇ શકે તેવી થઇ ગઇ હોય

છે, તેથી સંપૂર્ણ અને સ્વચ્છ પ્રતિબિંબ પડવાને બદલે તેમાંથી સેંકડો જૂઠી કલ્પનાઓ અને અસત્ય પ્રમાણો ફૂટી નીકળે છે. અંતરિક ચક્ષુઓ અને કર્ણો જો દૃઢ અને તંદુરસ્ત વિચાર વાતાવરણવાલા હોય તો દૈવિક પદાર્થની સુંદરતા અને ઐકયતા ત્વરિત ગ્રહણ કરી શકે છે, પણ માનવ આત્માની દૃષ્ટિ દૂષિત થએલી હોય છે, તેથી તેનામાં સત્યની તુલના કરવાનું વ્યાજબી ધોરણ ક્યાંથી હોઈ શકે? એમ કેમ ખાત્રીથી કહી શકાય કે સત્યને દરેક મનુષ્યનું અંતઃકરણ ગ્રહણ કરી શકે છે. શાસ્ત્રના બીજા સિદ્ધાંતોની સાથે એવો પણ સિદ્ધાંત નથી કે મહાવીર પરમાત્માના રહસ્યવાળા ગૂઢ વિચારો માણસ ગ્રહણ કરી શકે નહિ કે જાણી શકે નહીં, કારણકે તે તાત્ત્વિક સ્વરૂપે જુદા પડે છે. જો એવું કહેવામાં આવે કે જેઓ સત્યને ગ્રહણ કરે છે, તેમના અંતઃકરણપર મહાવીર પરમાત્મા જાગૃતિની ક્રિયા કરે છે તે છતાં પણ તેની સાથે એટલું હોવું જોઈએ કે, સત્યને માન્ય રાખવાથી અને સમજવાથી મહાવીર પરમાત્મા અંતઃકરણને જાગૃત કરવાને અને પવિત્ર કરવાને કુદરતી રીતે કામ કરે છે, અને તેથી કરીને સત્યની પ્રતીતિ કેટલેક અંશે પવિત્રતા અને ભલાઈવાળા અંતઃકરણમાં પ્રથમ દરજ્જાવાળી હોય છે. વિચારો કે અપૂર્ણ અને અસ્વચ્છ અંતઃકરણને સત્ય સમજાય છે, એમ કહી શકાશે કે? આંધળી આંખોવડે પ્રકાશ કેવી રીતે જોઈ શકાય? બહેરાં કાનથી સુંદર સ્વર કેમ સાંભળી શકાય?

આ મુશ્કેલી ભરેલા પ્રશ્નનું નિરાકરણ કદાચ એવી રીતે કરી શકાય કે દૈવિક સત્ય મનુષ્યના અંતઃકરણપર પ્રતિબિંબ પાડવાને અને તેને જાગૃત કરવાને એકદમ પ્રયત્ન કરે છે કે તે સત્ય મનમાં એવી યોગ્યતા ઉત્પન્ન કરે છે કે જેથી તે ભેદને પામી શકે છે. જેવી રીતે સૂર્યનું કીરણ રમતું રમતું સૂતેલા માણસની મુખમુદ્રા પર પડે છે અને પોતાનો પ્રકાશ જોવાને માટે તેની ચક્ષુઓ ઉઘાડે છે તેવીજ રીતે મહાવીર પરમાત્માનું સત્ય આત્માપર પ્રકાશતું તેની શકિત ચંચળ અને જાગૃત કરે છે કે જેથી કરીને તેજ સત્યને તે જોઇ શકે છે જીજ્ઞાસા માનસિક શકિતને જાગૃત કરે છે તે છતાં મનસિક શકિત જીજ્ઞાસામાં ઓતપ્રોત થયેલી છે તેથી બેમાંથી પ્રથમ ક્રિયા કોની છે તે ચોકસ કહેવાતું નથી પણ તેઓ એક સાથેજ કામ

કરે છે એમ સામાન્ય રીતે કહેવાય છે. સત્ય મનને જાગૃત કરે છે, તોપણ મન ચંચળતામાં હોવુંજ જોઇએ, નહિતર સત્ય તેને પહોંચી શકે નહિં. આવીજ બેવડી ક્રિયા આત્માના અનુક્રમવાળા અભ્યાસમાં ચાલી આવે છે પ્રકાશ અને કલ્પના,જ્ઞાન અને સમજણ, દૈવિક સત્ય અને વિવેક બુદ્ધિ સાથેજ ઉત્પન્ન થાય છે અને વિસ્તારને પામે છે તેમાંવારંવાર પરાવર્તન થયા કરેછે,તેઓ અનુક્રમે કારણરૂપ થાયછે. અને અસર કરનારા થાયછે.સાંસારિક અભ્યાસના ધોરણ અને વિચાર નીપેઠે આ બાબતમાં પણ જેમજેમ દરેકમાણુસ જ્ઞાનમાં આગળ વધે છે તેમ તેમ તેની જાણવાની શકિત વધારે ખીલે છે અને તે શકિતના નિયમથી જ્ઞાનમાં વિશેષ ને વિશેષ વૃદ્ધિ થાય છે. નવી નવી શંકાનું સમાધાન થયા પછી સાહિત્યમાં કે વિજ્ઞાન શાસ્ત્રમા દરેક મુશ્કેલી દૂર થઇ શકે છે. જોવાની, સુકાબલો કરવાની, જુદા પાડવાની વિગેરે શકિતઓ દૃઢ થાય છે, ધ્યાન આપવાની માનસીક પ્રકૃતિ મજબુત થાય છે અને એવી રીતે જ્ઞાનનો વિસ્મૃત અનુક્રમ, સત્યનો વિસ્તારવાળો, પવિત્ર અને જાણી શકાય તેવો દેખાવ, મનને પ્રતીત થાય છે. વળી કુદરતના નિરીક્ષણથી સુંદરતાનું વિવેક બુદ્ધિ પ્રથમ અનુમાન કરતા શીખે છે અને પછી કેળવાય છે. વિચાર કરવાના કામમાં વિચાર કરવાની સકિત વિસ્તારને પામે છે, જીજ્ઞાસા ત્વરિત થાય છે, વિચાર અને લાગણીના તત્વો પવિત્ર અને પ્રફુલ્લિત કરાય છે અને તેથી કરીને કુદરતની નિરીક્ષા કરનારનું આખું મન અને ઉત્સાહ સંપૂર્ણ સમજવાળું અને કેળવાએલું થઈ જાય છે, તેવીજ રીતે આંતરિક ભેદ જાણવાની શકિત પ્રથમ દૈવિક સત્યનું માહાત્મ્ય અને સુંદરતા ઓળખવાને યોગ્ય હોતી નથી તે હુમેશના અભ્યાસ અને પરિચયથી તેને જાણવાને વિશેષ ને વિશેષ કેળવાતી જાય છે. મહાવીર પરમાત્માના વચનના આતુર અભ્યાસના દરેક કાર્યમાં સુધારણાની ઉંચી ક્રિયા ચાલુ રહે છે, મનની જડતા અને શૂન્યતા દૂર ફેંકી દેવામાં આવે છે, અને આંતરિક તીક્ષ્ણતાના નવા સ્પર્શનો અનુભવ થાય છે, ધાર્મિક અભિરૂચિ તેને યોગ્ય ખોરાક મળવાથી વધારે ને વધારે દૈવિક પોષણ મેળવવાને યોગ્ય થતી જાય છે. અંતરચક્ષુ જીજ્ઞાસાને અભ્યાસથી વધારે ને વધારે સૂક્ષ્મ કરે છે, કે જેના પરિણામે લાંબા વખતના સત્યના અનુભવથી આત્મા લગભગ સ્વચ્છ આત્માની

પવિત્ર પ્રકૃત્તિ હોય તો પણ સત્યના પ્રભાવથી છુપાઇ રહેલી શક્તિઓ જાગૃત થાય છે અને મહાવીર પરમાત્માના જીવનમાં અને તેના સત્યવચનમાં પવિત્ર દૃષ્ટિ હોય ત્યાં સુધી ઉચ્ચ સ્થિતિનું રક્ષણ થાય છે.

## મનુષ્યે ગુમાવેલું મહાવીરપણું ફરી કેમ પ્રાપ્ત થાય ?

સત્યના સિદ્ધાંતની મનુષ્યમાં મહાવીરપણાથી કેમ પ્રતીતિ થાય છે તેનો કાંઇક ખ્યાલ આપી હવે તેનું ખરૂં રહસ્ય શું છે તે સમજવાને પ્રયત્ન કરીશું. પ્રથમ દરેક મનુષ્યે પોતામાં છુપાઈ રહેલું મહાવીરપણું પ્રગટ કરવાને પ્રયત્નવાન થવું જોઇએ.

મહાવીર પરમાત્મા એક રીતે મનુષ્યત્વનું ખરૂં તત્વ પ્રગટ કરનાર છે,પાપકર્મથી આપણા આત્માએ પોતાના સ્વરૂપને જે અંધારામાં રાખી દીધું છે તે ફરી અજવાળામાં લાવવાને મહાવીર સમર્થ છે. જ્યારે મનુષ્ય પોતાની કર્મપ્રવૃત્તિથી અવનતિના ખાડામાં પડી જાય છે અને પોતે બહાર આવવાને કોઇ પણ રીતે શક્તિવાન થતો નથી. ત્યારે મહાવીરના વચનો જે શાસ્ત્રમાં છે તે તેને પોતાની ઉન્નતિનો માર્ગ બતાવે છે. ગુમાવેલા સત્ય વિચારો મેળવવાને માનસિક પરાવર્તન થવું જોઇએ કે જેનો સંભવ નીતિવાન અને ધાર્મિક મનુષ્યને ખાત્રી આપવાને મુશ્કેલ નથી એક કોહ્યો જતા છોડવાને પોતાની પડતીનું ભાન હોતું નથી તેમજ તેમાંથી નકામું જંગલી પુષ્પ થાય તો પણ બીજા સુંદર અને સુગંધિ છોડવામાં તે પોતાના મૂળ સ્વરૂપને ઓળખી શકતું નથી એક પાળેલું અને ઘરમાં રાખેલું પ્રાણી કે જેને કદમાં ઠીંગણું કરેલું હોય અને તેની સઘળી શક્તિને કાબુમાં લીધી હોય તે પ્રાણી જ્યારે પોતાના જંગલી સાથી જનાવરને ક્રૂર, જોરાવર અને સ્વતંત્ર જુએ છે અને જે સ્થિતિમાંથી પોતે નકામું થઇ ગયું હોય છે તે પ્રત્યક્ષ અનુભવે છે ત્યારે પણ તેને પોતાની જાતનું ભાન આવતું નથી આ પ્રમાણે છે તો પણ જેમને શુદ્ધ અને નૈતિક અંતઃકરણની બક્ષીસ છે તેવા મનુષ્યને તેના સંબંધમાં એથી ઉલટોજ પ્રકાર છે. મનુષ્ય ગમે તેટલા અજ્ઞાન અંધકારમાં ગુંગળાઇ ગયો હોય તો પણ તેના આંતરિક આત્મામાં તેના મૂળ સ્વરૂપને તેણે ગુમાવ્યું નથી. તેના મનમાંથી પોતાની ઉત્તમત્તાની ગુપ્ત

યાદદાસ્ત કરી ભુંશી શકાશે નહિ કે જેને ગુમાવવાને માટે તે પોતાનો દોષ અને કંગાળીયત માને છે તેથી કરીને અજ્ઞાનથી અને કર્મથી પતિત થયેલા મનુષ્યને બાહ્યસ્વરૂપે કે આંતરિકસ્વરૂપે જો કદાચ મહાવીરપણાનો યોગ થાય તો તેના સંપૂર્ણ પ્રભાવથી નૈતિક સુંદરતાનું સત્ય પ્રતિબિંબ પડતાંજ ઢંકાઇ રહેલી ગુપ્ત શક્તિઓ મૂળ સ્વરૂપે જાગૃત થાય અને તેને તે જાતે ઓળખીને અનુભવી શકે. એ પ્રમાણે કરવાને પતિત થઈ ગયેલી વિવેકબુદ્ધિની સામે થઈને પોતાનું મૂળસ્વરૂપ શોધવું અને એમ કરતાં અંતરમાં સત્યસ્વરૂપ જાગૃત થશે અને જે કારણથી પતિત અવસ્થા પ્રાપ્ત થઇ હતી તે દૂર થશે ત્યારે સત્ય સ્વરૂપની શુદ્ધ પ્રત્યક્ષ પ્રતીતિ સ્વયમેવ બહાર આવશે.

હવે પશ્ચાતાપના સમયમાં મનુષ્યનો જાગૃત થએલો આત્મા મહાવીર પરમાત્માએ બતાવેલા માર્ગના અવલંબનથી ઉપર પ્રમાણે પોતાની સંપૂર્ણ સ્થિતિને પહોંચે છે, કારણ કે એમ વિચારવું જોઇએ કે પશ્ચાતાપ અને સ્વાત્મ લઘુતા જે સત્યની પ્રતીતિ થયા પછી જાગૃત થએલા અને પશ્ચાતાપવાળા હૃદયમાં પ્રગટ થાય છે તે ખરી બાબતમાંથી ચોકસ સૂક્ષ્મતા શોધી કાઢે છે એટલે કે આત્મસ્વરૂપની શોધનો તે પશ્ચાતાપ નથી પરંતુ મૂળ સ્થિતિનું ફરી ભાન થવાનોજ તે પશ્ચાતાપ છે. મહાવીરના પવિત્ર વચનોનો વિચાર કરવામાં અને મુખ્યત્વે કરીને મહાવીરની જાત અને જીવનમાં પરમ સ્વરૂપનું જે પ્રતિબિંબ પડે છે તે પરથી પશ્ચાતાપવાળા જાગૃત આત્માનું કર્તવ્ય માત્ર નિરીક્ષણ કરવાનું નથી પણ પોતાના ભુલી જવાએલા સ્વરૂપને **નમ્રતાથી** ઓળખવાનું છે. જે મહાવીરનો આપણને પરિચય છે તેને મળતી આપણી માનસિક ક્રિયાનો અનુક્રમ હોવો જોઇએ. જ્યારે કોઇ એક શબ્દ, નામ કે વિચાર જે આપણે તરત યાદ લાવી શકતા નથી તોપણ તે શબ્દ કે વિચાર આપણે એક વખત જાણતા હતા એવી આપણને ખાત્રી હોય છે તેથી કરીને ઘણી વખત મગજને મહેનત આપ્યા પછી તે શબ્દ નામ કે વિચાર આપણી યાદદાસ્તમાંથી ઝબકી ઉઠે છે ત્યારે આપણે તે શબ્દ કે વિચારને તદ્દન નવીન તરીકે ઓળખતા નથી પણ એક જાણીતી પરિચિત બાબત કે જે પોતાના હૃદયમાં લાંબા વખત સુધી રહેલી હતી તેજ તે છે એમ આપણને ખાત્રી થાય છે અથવા મહાવીર પરમા

ત્માના સત્યની પ્રતીતિ જાગૃત થએલા આત્માને જે રીતે થાય છે, તેની સરખામણીનું વધારે સારૂં ઉદાહરણ એવું આપી શકાય કે એક માણસને જેમ પોતાના ભવિષ્યના ઉલટ પાલટ થવા પછી ઘણા વરસો વીતી ગયા બાદ જે જગ્યા એ પોતે સુખી દીવસો કાઢેલા હતા અને જેનો તે પરિચિત છે તે જગ્યાની ફરી મુલાકાત લેવાથી તે જગ્યા વિષે તેને નવીન સંસ્કાર નહિ થતા જુના સંસ્કાર તાજા થાય છે તેમ જાગૃત થએલા આત્માને ઘણા જુના વખતનું પરિચિત મહાવીરપણું પ્રગટ થવાની સાથે તેને તેની પ્રતીતિ થાય છે. જુના દેખાવો અને જુના પદાર્થોમાં તેની સાથેનો પોતાના અંતઃકરણનો સંબંધ જાણ્યા વગર કોઈ મનુષ્ય થોડા વખત સુધી લપટાઇ રહે પરંતુ તે સંબંધમાં આખરે કાંઈક એવો આભાસ થાય છે કે જેથી તરતજ યાદદાસ્તીના જુસ્સામાં જુની લાગણીઓ, જુના વિચારો અને જુના બનાવો જાગૃતીની સાથેજ હૃદયમાં ઉભરાઇ આવે છે અને બહારનો દેખાવ નવી ચળવળથી ઢંકાઇ જાય છે તથા સઘળું મૂળ સ્વરૂપે નવા રૂપમાં દ્રશ્ય થાય છે. વિચાર છે તે દેખાવ નથી પણ અંતઃકરણની કબુલત છે અને જેમ જેમ જે દરેક પદાર્થ આખ જુએ છે તે જોનારને પોતાના ઝળકતા અને વધારે સારા ભુતકાળનું ભાન કરાવે છે; પોતે હાલ જે સ્થિતિમાં છે તેની સાથે તે સરખામણી કરે છે અને જુએ છે કે એક વખત હું કેવો આનંદી, તંદુરસ્ત અને સુખી હતો તે યાદ આવતાં તેને હાલ ઘણું તીણું અને ઉંડું દુઃખ થાય છે, પોતાની મૂળ સ્થિતિ યાદ આવતા ઘણોજ તીવ્ર પશ્ચાતાપ થાય છે કે જે વર્તમાન કાળે તેના આત્માને આરપાર વેદના ઉત્પન્ન કરે છે. હુવે આ પ્રકારને બરાબર મળતીજ ક્રિયા જાગૃત થએલા આત્માને સત્યની પ્રતીતિ થવામાં છે. પવિત્રતાના શાસ્ત્રીય ધોરણમાં અને મહાવીર પરમાત્માના જીવન ક્રમમાં જે ઉચ્ચતા પ્રત્યક્ષ થાય છે તેમાં જ્યારે આત્માને સન્મુખ લાવવામાં આવે છે ત્યારે તેના આંતરિક હૃદયમાં પોતે ગુમાવેલા શુદ્ધ મૂળ સ્વરૂપને માટે તેને કાંઈક ભાન થાય છે અને તેને ખરેખરી રીતે ઘણું તીણું દુઃખ થાય છે. જો મહાવીર પરમાત્માનું જીવન આપણને તદન ન જણાય તેવું હોય તો દોષિત અંતઃકરણને અર્ધું દુઃખ ઓછું થાય. તેમા જો આપણે ઘણો ભરુસો છે એમ જોઇએ અને જેને આ-

પણ અંતઃકરણના પરીધથી આપણે અર્ધુ પણ ન સમજી શકીએ તો જેમ એક કીડો ગીધની સામે ન થઇ શકે અથવા બોબડું બાળક જેમ કોઇ વિદ્વાનના ડહાપણ અને વાકચાતુર્યની તુલના ન કરી શકે તેમ આપણા સ્વરૂપને ભુલી જવા માટે આપણને વિશેષ શરમ કે દિલગીરી થાય નહીં. પણ ગુપ્ત રહેલું તત્ત્વ કે જે જાગૃત થએલા મનપર આત્મઘાતીપણાના તીણા ડંખ મારે છે અને મહાવીરપણાની પ્રતીત કરાવે છે જે સ્વરૂપ ગુમાવી દીધું છે તે યાદ આવે છે, મનુષ્યનો આત્મા પૂર્ણતાને પહોંચેલો છે એમ મહાવીર જણાવે છે પરંતુ તે કર્મના આવરણથી પરવશપણાને પામેલો છે એવો નિશ્ચય જે મહાવીરના જીવનમાંથી થાય છે તે જાણીને જાગૃત આત્માને પોતાની સ્થિતિને માટે કેમ બેવડો પશ્ચાતાપ અને શરમ ઉત્પન્ન થયા વગર રહે ? પશ્ચાતાપ એ મહાવીરપણામાંથી માણસપણામાં પતિત થવા માટેની યાદદાસ્તી છે. જેમ અસરકારક અને દુઃખી હૃદય આશ્ચર્યકારક જીવનની વાત ધ્યાન પુર્વક શ્રવણ કરે છે, જેમ મહા પુરૂષને મનુષ્યાકારમાં સંપૂર્ણ નિર્દોષપણાની દૃષ્ટિ હોય છે, માનસિક અને નૈતિક ઉચ્ચતા કે જેમાં સ્વાભિમાનપણું રહેલું નથી, માણુસ સાથે નિરંતર મહેનત અને વાતચીત કરતાં છતાં પરમાત્મા સાથે પવિત્ર પ્રેમ રાખનારા મહાત્માના જીવનની જેમ આપણે માનસિક તુલના કરીએ છીએ. સ્વાત્મભોગી, પોતાના સુખના એક પણ વિચાર વગરનું, સ્વાર્થ સાધુપણાના એક પણ કાર્ય વગરનું જીવન, માતાના જેવા નિર્મળ પ્રેમવાળા પરોપકારથી વધારે પુષ્ટ થએલા, ગમે તે પ્રસંગે નિર્દોષ આળ અને અપમાન થયા હોય તેવા અને ટુંકામાં સંપૂર્ણ પવિત્ર જીવન હોય તેવા આત્માને પોતાના ગુમ થએલા સ્વરૂપને શોધવાનું આપો આપ ભાન થાય છે. શ્રેષ્ટતાનું ધોરણ કે જેને માટે માણસને લાગણી થાય છે. તેની તેને ઘણા લાંબે કાળે પ્રતીતિ થાય છે. આત્માની, ગુન્હાની નાખુશી ભરેલી કબુલત પ્રત્યક્ષ છે, તે વિચારે છે કે મારા પાપીપણાની આ તરતની ખાત્રી છે તે છતાં મેં તેના તરફ કદી તિરસ્કાર બતાવ્યો નથી, જે પ્રકાશ જોવાને મારૂં મલિન અંતઃકરણ તરફડીઆ મારતું હતું, જે પવિત્ર ધોરણને હું ધિક્કારતો હતો, જે પવિત્રતાને હું અપવિત્ર ગણતો હતો, મારા આત્માની શાંતિ અને નિર્દોષતાનું સ્થળ જે હું તજી દેતો હતો, હુ-

મેશાં અંતઃકરણથી ઉલટી રીતે ચાલતો હતો તે હું આજે મારૂં ગુપ્ત મહાવીરપણું જાગૃત થવાથી મને જુદાજ રૂપે જોઉં છું. મારા ભટકતા અને અંધારાવાળા વિચારો હવે ખરાપણાને જોઈ શકે છે, મારી નબળી અને વલતલા થઇ ગએલી કલ્પના શક્તિ ખરા માર્ગે અને શાંતિપણે જાગૃત રહે છે, મહાવીર પરમાત્માના જીવનની આ સત્યતાથી મારા અંતઃકરણમાં મારૂં મહાવીરપણું જે દબાઇ રહેલું તે આજ પ્રત્યક્ષ થાય છે.

## મહાવીરપણું મેળવવાની રીતિની શોધ.

મહાવીરના સત્ય સ્વરૂપથી મનુષ્યના અંતઃકરણમાં પોતાના ગુમાવેલા સ્વરૂપનું ભાન થાય છે, એટલુંજ નહિ પણ મહાવીરનું સત્ય મનુષ્યને પોતાનું સ્વરૂપ પાછું મેળવવાની રીતિની શોધ કરવાનો માર્ગ દર્શાવે છે. મનુષ્યને પોતાની જુદી જુદી સ્થિતિ બતાવવામાં શાસ્ત્રો ફક્ત તેનો વાસ અને અવનતિનો માર્ગ દૂર બતાવે છે, એટલુંજ નથી પણ તેમાંથી કેમ બચાવ કરવો અને કેમ ઉન્નત થવું તેની રીતિ પણ બતાવે છે. માણુસના હૃદયમાંથી તેનો શો રોગ છે. તેનો જવાબ.માગવામાં આવે છે એટલુંજ નહિ પણ જે ઉપાય બતાવવામાં આવે તે માફક આવે તેવા અને પુરતા છે કે નહિ તેનો પાછો જવાબ માગે છે. મહાવીર પરમાત્મા પોતાના ઉપદેશથી માણુસના હૃદયમાં પડઘો પાડી જાગૃત કરે છે, અને પહેલા દિલગીરી ભરેલી કબુલતથી મનુષ્ય કહે છે કે "આવા પ્રકારની પવિત્રતા અને શાંતિ મેં ગુમાવી દીધી." અને પછી આનંદિત રીતેં યાદ લાવીને કહે છે. "આ રીતિ સિવાય બીજી કોઇ પણ રીતી તેને પાછી મેળવવાની નથી."

ઇચ્છાતિ કે વગર ઇચ્છાથી માણસ મનુષ્યત્વથી પતિત થતો હોય તેના જેવી દુઃખકારક મનની સ્થિતિ બીજી કોઇ પણ હોઇ શકે નહિ. મારામાં ઉચું અને ઉમદા પ્રકારનું ધોરણ હોય છતાં તેથી મારી સઘળી ક્રિયા ભયંકર રીતે નાશ કરનારી હોય, શ્રેષ્ટતા અને સુંદરતાનો દેખાવ જે હું ઘણોજ વખાણતો હોઉં પણ હું જે કરૂં તેમાં તેનો અંશ પણ ન હોય, આવા પ્રકારની જે સ્થિતિ છે તેનું દુઃખ કોઇ પણ માણુસ સહન કરી શકે નહિ. માણુસના પોતાના

ભુખને માટે કાંતો તેણે પોતાની સ્થિતિ ભુલી જવી અથવા તેને ફરી પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવો. કાંતો મનમાંથી પોતાની અધમ થઇ ગએલી સ્થિતિ વિષે અને ગુમાવેલાં સુખ અને પવિત્રતા માટેનો વિચાર કાઢી નાખો અથવા તો તેને મેળવવાને દૃઢતા પૂર્વક તૈયાર થાઓ.

એક બાળક કે જેનું નશીબ ઘણુંજ હલકી જાતના જીવનવાળું છે તેને લઈને કોઇ પૈસાવાળા સુંદર બંગલામાં રાખવું અને બધી જાતના ઉંચા પ્રકારના સ્વાદ, ટેવ અને લાગણીથી પરિચિત કરવું કે જેથી તેના મનમાં અસંતોષવાળી ઇચ્છાઓ જાગૃત થાય, અને તે પોતાની હલકી સ્થિતિમાં તેના સાધનના માર્ગ ટુંકા હોવાથી ઘણો કંગાળ અને દુઃખી થાય, એવી રીતે કરવું તે બાળકપર ઘણી ભુલ ભરેલી દયા બતાવેલી ગણાશે. અથવા કોઇ જંગલી અને મૂર્ખ જાતનો કોઈ માણસ લ્યો, અને જ્યાં સુધી તેનું મન સુધારાવાળા વિચારથી અને આરામના રહેઠાણથી પરિચિત થાય અને ટેવાઇ જાય ત્યાં સુધી રાખીને પાછો તેને તેનાં જંગલી ઝુંપડામાં અને જંગલી માણસોમાં મોકલી આપો, હવે આવી જાતના ઉપકારનું પરિણામ બન્ને સ્થિતિમાંથી તે માણસને પાયમાલ કર્યા બરાબર નહિ આવે ? તે સુધારેલામાં પણ રહી શકશે નહિ, અને જંગલીમા પણ તેનાથી રહેવાશે નહિ. આ ઉપરથી કહેવાનું તાત્પર્ય એવું છે કે માણસને પોતાની સ્થિતિનું ભાન થાય તેની સાથેજ તે સ્થિતિ સંપૂર્ણ રીતે પ્રાપ્ત થાય તેવા પ્રયત્નમાં ઉતરવું જોઇએ. જે માણસને મનુષ્ય જીવનની ઉચ્ચતાની છાપ પડેલી છે, અને માણસની જીંદગી સ્વાર્થીપણાથી અને પાપથી ભરપૂર હોય તોપણ જો મહાવીર પરમાત્માના ઉચ્ચ મનોભાવ અને નૈતિક મહત્વતા તેને પ્રત્યક્ષ થએલ હોય તો તેના કમનશીબમાં ઉપર કહેલા ઉદાહરણો લાગુ થતા નથી. આવી જાતના માણસને માટે બે માર્ગ છે કે જેમાં પ્રયત્ન કરવાથી તે પોતાની ગુમાવેલી હમેશની શાંતિ પાછી મેળવી શકે એક તો પોતાની સ્થિતિને કંગાલીયત ભરી અને અને અસર વગરની રીતિથી ભુલી જવી અને બીજી રીતિ પોતાની મૂળ સ્થિતિ સમજીને તેને મેળવવાને પ્રયત્ન કરી હમેશની શાંતિ પ્રાપ્ત કરવાની છે.

મહાવીર પરમાત્મા જિજ્ઞાસુ માણસની સન્મુખ તેણે ગુમાવેલા

મહાવીરપણાને પ્રત્યક્ષ દેખાડે છે એટલુંજ નહિ પણ તે પોતે પોતાના જીવનથી તેના આત્માને એવી રીતે મળે છે અને અસર કરે છે કે જેથી મનુષ્યને અંતઃકરણની પ્રકૃતિ બદલીને તેને તેની જરૂરીઆત ભરી માગણીઓનો જવાબ આપોઆપ મળે છે. આત્માને પોતાની સ્થિતિ પાછી પ્રાપ્ત કરવાને બે મોટી મુશ્કેલીઓ નડે છે (૧) દોષનું જ્ઞાન અને (૨) કર્મ દોષદૂર કરવામાં મનની નૈતિક નબળાઇ આથી જાગૃત થએલા આત્માને બે ખાસ જરૂરીઆત રહે છે જેમાંથી એક ક્ષમા કરવાની ( સહન કરવાની ) જરૂર અને બીજી નૈતિક પરિમગની જરૂર આ બન્ને જરૂરીઆતો પુરીપાડવાને મહાવીર પરમાત્માનું સત્ય સ્વરૂપ ઘણીજ મજબુત રીતે માણસના અંતઃકરણને અસર કરે છે.

## ૧ પાપકર્મની મુક્તિ.

સંપૂર્ણ શાંતિ અને પવિત્રતાને ચાહનાર આત્મા પ્રથમ પાપ કર્મની મુક્તિને ચાહે છે. અને તેને માટે જે ઉંડી લાગણી રહે છે તેનો જવાબ મહાવીર પરમાત્મા પોતાના જીવનમાંથી આપે છે. તે શીખવે છે કે હે મનુષ્ય પ્રાણી ? તું વિચાર કર કે પાપકર્મના જ્ઞાનથી તારૂં જાગૃતથયેલું મન અને તારી શક્તિ કેવી રીતે દબાઇ જાય છે ? અને તે પાપકર્મને દૂર કરવાને તને કયો માર્ગ અનુકૂળ છે ? મહાવીરનું જીવન તેનો શુદ્ધ માર્ગ તાત્કાલિક બતાવે છે. એક કરજદાર માણસનીગુંચવાડા ભરેલી સ્થિતિને મળતીઆવે તેવીજ સ્થિતિ એક કુલીન આત્માની હોય છે, જ્યારે એક માણસ ન છુટી શકાય તેટલો દેવાદાર થઇ જાય છે ત્યારે આપણે જોઇએ છીએ કે તેની સ્થિતિ તદન નાલાયક અને નબળાઇથી ભરેલી હોય છે. માણસની શક્તિઓ પર કરજ એ મરણતોલ બોજારૂપે રહે છે જે માણસ દિન પ્રતિદિન ઉપકારના બોજા નીચે દબાતો જાય છે અને થોડી મુશ્કેલી પણ દૂર કરવાને જેને કશો સંભવ જણાતો નથી તે પોતાના મનની ફરી જાગૃત થવાની શક્તિ ગુમાવે છે એટલુંજ નહિ પણ તે ઉત્સાહ વગરનો શૂન્ય અને નબળો થઇ જાય છે. જ્યાંસુધી ભૂતકાળની વળગેલા ભૂત જેવી સ્થિતિ તેની સન્મુખ હોય ત્યાં સુધી કોઇ પણ નવા કામમાં કે નવા સાહસમાં ઉતરવાની તેની હિંમત હોતી નથી. તે એવું વિચારે

છે કે હું ગમે તેટલું કરીશ તોપણ જે બોજાથી હું કચરાઇ ગયેલો છું તેનો અમુક અંશ દૂર થવા શિવાય બીજું કંઇ થવાનું નથી અને એ વિચારથી તેની મુખ્ય શક્તિ અને મહેનત કરવાની ખંત રહેતી નથી ભૂતકાળના ભૂતને દુર કરવાને બદલેતે તદન નિરાશામાં પોતાની જીંદગીને નશીબપર પડતી મુકેછે અથવા તો પોતે કંઇ સારૂં નહીં કરી શકે એવી લાગણીમાં પોતે જે વધારે ખરાબ કરતો હોય તે પણ જાણવાને તે બેદરકાર થઇ જાયછે.આવા માણસને પ્રયત્નમાં લાગુ કરી જાગૃત કરવાને જે પ્રથમ કરવાનું છે તે એ છે કે તેનો ભૂતકાળ સાથેનો સંબંધ તદન દૂર કરવો અને જીંદગીની ફરી શરૂઆત કરવાને તેતે ઉત્સાહિત કરવો. આબરૂ અને આચારના નુકશાનકારક ફેરફારથી જો તેને વારંવાર અસર થાય તો તેના દોષની યાદ આપીને તેના આત્માની જરૂરીઆતો વિષે ખાત્રી કરાવવામાં મદદ કરવી. સમાજમાં જે માણસ ન્યાત બહાર થયો હોય છે તે તેની સાથે પ્રયત્ન કરવાની ઘણીજ પ્રબળ હીંમત પણ ગુમાવે છે. ગેરવિશ્વાસ અને શકનું વાતાવરણ કે જે ઘણી ભુલો કરાવે છે તેનાથી આશા અને ઉત્સાહનો નાશ થઇ જાય છે. દયા, માન અને જાહેર રીતની લાગણી તેનામાં રહેતી નથી. સમાજમાં માન અને યોગ્યતા પ્રમાણેની પોતાની ગુમાવેલી જગ્યા નહિ મળવાના સંભવને લીધે તેના હૃદયમાં આશા અને લોભ મરી જાય છે, અને પોતે કેટલી ખરાબ સ્થિતિએ પહોંચ્યો છે, તે જાણતા છતાં કદાચ તેને માટે તદન બેદરકાર થઇ રહે છે. જો તે નવીન જીંદગી શરૂ કરી શકે, તેનો ધિક્કારવા લાયક ભૂતકાળ ન ભુલી શકાય તેવી યાદદાસ્તમાંથી હમેશને માટે ભુલી જવાય તો તેને માટે કાંઇક જુદીજ સ્થિતિ થઇ શકે, પણ તે ભયંકર ભૂતકાળ તેના વિચારોમાં વારંવાર દેખાય છે, તેના સોબતી અને સંબંધીઓના મુખથી તેને ઘણું સાંભળવું પડે છે, અને જ્યાં જાય છે ત્યાં તે તેને હેરાન કરે છે અને દરેક રીતે દબાવે છે. આવી સ્થિતિમાં માણસ ગમે તે કરે તોપણ તેને પોતાના વિષે સારા વિચાર નહિ આવે અને તે નિરાશાના કંગાળ સંતોષપર પોતાને હમેશને માટે તજી દે છે.

હવે જે આત્મા પોતાનું નૈતિક માહાત્મ્ય પાછું મેળવવાને

લાંબા વખતથી ઈચ્છા રાખે છે, પરંતુ તેના પાપકર્મથી તેને જે જે મુશ્કેલીઓ જણાય છે, તેને ઉપરના ઉદાહરણો સહાયરૂપ થશે. કરજની પેઠે અંતઃકરણનું પાપ જાગૃત થએલા આત્માને શલ્યરૂપે તાજું દુઃખ આપે છે, અને તે શક્તિઓને પાછી હઠાવે છે. જ્યાંસુધી નહિ બજાવેલી ફરજ અને જવાબદારીની નોધ તેની સામે થાય ત્યાંસુધી સારૂં કરવાના નવા પ્રયત્નથી શું લાભ? હમેસની ફરજ બજાવવાને ગમે તેવો પ્રયત્ન હોય તો પણ તે પુરતો નથી, પાપકર્મના પૂર્વના સમૂહને દૂર કરવાને તે ઘણોજ થોડો ઉપયોગનો થઇ શકે. દરેક દિવસે હમેશના વધતા જતા અને નહિ ભરાતા કરજમાં કાંઇક વૃદ્ધિ થાય છે, અને હૃદયપરનો બોજો માણસ ગમે તે કરે તો પણ વધારે ને વધારે ભારે થતો જાય છે. જો તે નવીન જીંદગી શરૂ કરે, ભૂતકાળના પાપને ભૂલી જાય, દુઃખી આત્માને એમ લાગણી થાય કે ભૂતકાળમાં કાંઈ થયુંજ નથી, જો અંતઃકરણને નિર્દોષતાના જોરથી પોતાના કર્તવ્યની નવીન સૃષ્ટિમાં પ્રવેશ કરવાને છુટું કરવામાં આવે તો ભવિષ્યને માટે કાંઇક સારી આશા રાખી શકાય. પરંતુ પ્રવાહની સાથેજ એક તણખલાની પેઠે ઘસડાઇજનારા મનુષ્યમાં એવી કોઇ પણ શકિત અસર કરી શકે નહિં. પાપકર્મના કરજની ભયંકર જવાબદારીમાંથી આત્માને કોઇ પણ દૂર કરી શકે નહીં સામાજીક શિક્ષાની જાહેરાતની પેઠે પાપ અંતઃકરણમાં દૈવિક શિક્ષાની જાહેરાત સાંભળે છે, અને પ્રયત્ન કરવાને પોતાને અયોગ્ય માને છે. વિશેષ ભયંકર એ લાગે છે કે આ સઘળા ઉદાહરણો પાપના નૈતિક પાછા પાડવામાં સંપૂર્ણ રીતે મળતા આવે તેવા નથી, કારણ કે કરજ ગમે તેવું ભારે હોય તો પણ તે તદૃન દૂર ન કરી શકાય અને કાઢી ન શકાય તેવું નથી, પરંતુ પાપકર્મને માટે તેવું છે. કરજદાર માણસ લા લઇને Insolvent બેવડા પ્રયત્નથી અથવા નશીબના કોઈ અણધારેલા લાભથી અથવા કોઇ મિત્રના વચ્ચે પડવાથી ભૂતકાળની ન ભુંસી શકાય તેવી જવાબદારીમાંથી કદાચ મુકત થઈ શકે; પરંતુ પાપ એક વખત કર્યા પછી તેને નહિ કરેલું થઇ શકશે નહિ. પાપી કાર્યથી જે કરજ થએલું હોય છે, તે આ જગતના કોઇ પણ ખાત્રીવાળા સાધનથી ભરી શકાતું નથી, અને એકનું પાપ બીજાને પણ આપી શકાય તેવો પણ કોઇ સંભવ નથી. વળી જે માણ-

સ સમાજથી દૂર થએલો હોય તે વખતના જવા પછી અથવા પોતાના ખરાબ કામને તજી દેવાથી સામાજીક ધિક્કાર અને ગેરવિશ્વાસની અસરથી છુટો થઇ શકે છે, અને સમાજ તેને પોતાના સમુદાયમાં કરી લે છે, પરંતુ પાપની જાહેરાતવાળાને માટે તેવા કાંઈ પણ બચાવ નથી. તેના પાપકર્મનો ન્યાય સ્વતંત્ર અને અદલ છે. તે તેનું રહેઠાણ જોતો નથી, તેમજ હજારો અને લાખો વરસ જાય તો પણ તેના પાપનું પ્રાયશ્ચિત મળવામાં જરા પણ ખામી આવતી નથી. અનેક ભવ વીતિ ગયા પછી ઘણાં પાપ ઉદયે આવે છે, અને તેના માઠા ફળ ત્યારે ભોગવવા પડે છે, જાગૃત થએલા પાપી માણસનું પાપ તો તેને પોતાનેજ સન્મુખ રહીને દુઃખ આપે છે, તે તેનાથી ભૂલાતું નથી. જાગૃતીવાળું મન પોતાને માફી મળે એવી ઈચ્છા રાખતું નથી, પરંતુ તેમાંથી મુકત થવાની ઇચ્છાના ભારે દુઃખમાં તે પાપની શિક્ષા ભોગવવાને તત્પર રહે છે. જે પાપના ઉદયથી પોતાને દુઃખ ભોગવવું પડે છે તે શિક્ષાના નિયમને તે વખાણે છે. ગમે તેવી સારી દયા, જરા પણ ક્ષમા કે કાંઇ પણ તેને સંતોષ આપશે નહિં, પરંતુ પાપના ફળના નિયમથી જે દુઃખનો નિશાની પોતાના પર થાય, તેજ તેની શાંતિનું કારણ થાય છે. મારા પાપ હું શાંતિથી ભોગવું તોજ હું પવિત્ર થાઉં એવો તેનો નિશ્ચય હોય છે, અને તેથી જ્યાંસુધી પાપ તદ્દન નષ્ટ થઈ અને તેના ચુરેચુરા થઈ જાય ત્યાંસુધી તે ધીરજથી તેની સામે ઉભો રહે છે.

હવે મહાવીર પરમાત્માના જીવનમાં જે મહાવીરપણું પ્રત્યક્ષ થાય છે. અને જેમાં પાપની સંપૂર્ણ શિક્ષા આવી જાય છે. તે જાણવાની ઉંડી જરૂર જાગૃત થએલા આત્માને છે. કારણકે એક રીતે મહાવીર પરમાત્માના જીવનમાં જે અસાધારણ પવિત્રતા છે. તેને પાપના સમૂહ સાથે કેવી રીતે ટકાવી રાખવામાં આવી છે તે આપણે અનુભવવાનું છે. ઘોર પાપ કર્મના ઉદય વખતે પણ તે પવિત્રતા તો લેષમાત્ર ગઈ નથી. અને ખરેખર દુઃખી અંતઃકરણને માટે તે કાંઇ ઓછા દિલાસારૂપ નથી. જો કોઇ ભલો અને પવિત્ર માણુસ કોઈ ગરીબ ન્યાત બહાર થએલા માણુસને માટે તેની સઘળી જુઠી વર્તણુંક ભૂલી જઇને પોતે લોકોની અપકીર્ત્તિ સહન કરે અને તે ન્યાત બહાર થએલા પાપી માણુસને પોતાનો પ્રેમ અને મિત્રતા બતાવે

તો તે કાંઇ ઓછી વાત નથી. ન્યાતનો તિરસ્કાર પોતાનું અને બીજા નું અપમાન એ સહન કરતાં જો તેને દિલાસાનું એક કારણ આશા અને સુખનું એક સ્થાન મળે તો તે દુઃખી માણુસને કેટલી ખુશાલી કેટલી આશા અને કેવું નવું જીવન આવશે તે કલ્પના શક્તિથી જાણી શકાય તેવું છે એક ઘણો ભલો અને આબરૂદાર માણુસ તેની સાથે મળેલો છે એ તે તેને કાંઇ ઓછી ઉમેદનું કારણ નથી. તેવીજ રીતે એક પાપી માણુસને જો એમ જણાય કે મહાવીર પરમાત્મા મને પાપીને સહાયક છે, તેની હાજરીમાંજ મેં મારી પવિત્રતા જાંખી જાણી છે તે તેની સન્મુખ પોતાના પાપને કબુલ કરે છે અને છુપી રીતે તે તેનું દુઃખ સહન કરવાને તૈયાર રહે છે. જ્યારે વીર પરમાત્મા કે જેના મધ્યમાં સઘળા કુદરતના નિયમ અને ધોરણનું મધ્ય બિંદુ દેખાય છે, જે પોતેજ પવિત્રતાની મૂર્ત્તિ છે અને જે પાપી માણુસને પણ મહાવીરપણાને પ્રતીતિ કરાવે છે. તેને પોતાની સન્મુખ જુએ છે ત્યારે ખરેખર મૂંજતું અંતઃકરણ નિરાશ થતું અટકે છે અને ભૂતકાળને નિરાશાવાળો ગણી ભૂલી જવાય છે એથી પણ વિશેષ મહાવીર પરમાત્મા પોતાની અપૂર્વ શક્તિથી પાપી માણુસને તેની પ્રકૃતિ બદલી નાખવાને વાળે છે એટલુંજ નહિ પણ તેના પાપ અને પરમાત્મા પ્રત્યેની શત્રુતા અને ધિક્કાર જે તેનામાં હોય છે ને તેને પ્રત્યક્ષ બતાવીને તેમાથી તેને બહાર ખેંચી લાવે છે. ઘણુંજ ધાસ્તીવાળા અને નિરાશ અંતઃકરણને સાબીત કરી આપવાનેજ જાણે ન હોય તેમ માણુસના મહાન્ દોષની કબુલતમાંથી તેના તરફ વિશાળા દયા બતાવવામાં આવેવી છે જોકે કુદરતનો કાયદો ધિક્કારવા લાયક સ્વરૂપમાં પાપ સાથેના લાંબા વખતના ચાલું સંબંધથી પાપનું જે દુઃખદાયક ફળ આપી શકાય તે ભયંકર દુઃખ આપવાને રજા આપે છે. તીક્ષ્ણ ઝેરી તીરથી પાપીને શિક્ષા કરી નિર્દોષપણાનું ભાન કરાવવાનું તે કહે છે, જગતના અને નર્કના દુઃખો પાપના ધિક્કાર તરીકે બતાવીને ઘણાજ પવિત્ર અને નમ્ર આત્મા થતા શીખવે છે. અને આખરે પાપના ભોગ તરીકે તેને મોતના હાથમાં પણ તે મુકે છે. આ પ્રમાણે છે તે છતાં પહેલેથી છેલે સુધી માણુસના દોષને બાજુએ રાખીને પોતાનું મહાસાગર જેવું દયાથી ભરેલું અંતઃકરણ બતાવીને ઘણા પાપી જી-

ઓને પણ મહાવીર પરમાત્માં દયાથી ખરો માર્ગ બતાવીને તેમને પાપથી મુક્ત કરે છે તેના દરેક વચનમાં, દૃષ્ટિમાં અને કાર્યમાં તે પાપી તરફ દયા અને પ્રેમની લાગણીથી જુએ છે, અને છેવટે તે વીર પરમાત્મા આપણા મહાવીરપણાને બતાવીને કુદરતના નિયમથી પાપનું જે પ્રાયશ્ચિત આપણે ભોગવી પાયમાલ થાત તેનાથી બચાવે છે * અને ભવી જીવોને મહાવીર પણું મેળવી મહાવીરથવાને દરેક સરલતા કરી આપે છે. તેથી કરીને આપણે માનવું જોઇએ કે તે વીરપરમાત્મા પાસેજ પાપી આત્માની જરૂરીઆતો પુરી પાડવાનો પુરતો ખજાનો છે. જો કે પાપ ખરી રીતે પુણ્ય થઇ જતું નથી, જો કેભૂતકાળ પાછો આપી શકતો નથી, જો કે કોઈપણ કાર્ય કરેલું હોય તે કદી નહિ કર્યું થતું નથી તો પણ માણસના ધ્રુજતા અંતઃકરણમાં ખરેખર મહાવીરપણાંનું ભાન થવા પછી ઘણા પ્રકારે શાંતિ થાય છે, ભુતકાળ ભૂલીજવાય તેવી ખાત્રી રહે છે, પાપની શિક્ષા ભોગવીને પાપને દૂર કરેલું જાણી શકાય છે અને જ્યારે મહાવીર પરમાત્મા માણસમાં મહાવીરપણું લાવે છે ત્યારે કુદરતના નિયમને, ન્યાયને, સર્વ માન્ય ધોરણને, સત્યને તેના ખરા સ્વરૂપમાં જાણી શકે છે અને પોતે પોતાના પાપકર્મથી મુક્ત થવાને શક્તિમાન થાય છે.

## ૨ આત્મિક નબળાઇ.

આપણા મૂળ સ્વરૂપને પાછું મેળવવાની બીજી મોટી મુશ્કેલી આત્મિક નબળાઇ એટલે પવિત્રતા પાછળના આત્માના પ્રયત્નમાં હૃદયિક જડતા અને હૃદયની નિર્બળતા મુખ્ય છે. અને માણસના ઉત્સાહની આ જરૂરીઆત પુરી પાડવાને મહાવીર પરમાત્મા પોતે હૃદયમાં સ્થિતિ કરે છે અને મહાવીરપણું ઉપસ્થિત કરે છે. ગુમાવેલા સત્ય સ્વરૂપને પહોચવાના પ્રયત્નમાં આત્મા પોતાની નૈતિક નબળાઇથી જાણીતો થાય છે. જ્યારે આજારી માણસ રોગથી પટકાઇ પડે છે અને બીછાનામાં પડી રહે છે ત્યારે તેને પોતાની નબળાઇનું ભાન થતું નથી. પરંતુ જ્યારે તે સાજો થઇને ઉઠવા જાય છે. અને

---

* નહિ કરેલા નિકાચિત એવા સંચિત એટલે ભોગવ્યા વિના છુટી શકે એવા કેટલાક કર્મની હકીકત આવે છે તેના આધારે આ બાબત લખી છે. લેખક

ચાલવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેના ધ્રુજતા પગલા અને લથડતા શરીરને જોઇને તેને જણાય છે કે તેની શક્તિ કેટલી બધી ઓછી થઇ છે. જ્યારે સ્વતંત્ર સત્તા એ દેશની પ્રજાને ઘણી ઉશ્કેરી મુકી હોય અને તેની ગુલામગીરી જરાપણ દૂર કરવાની દરકાર કરવામાં ન આવે ત્યારે તેને તેના બંધનની નિરાશા શોધવાની સ્થિતિ નથી.પરંતુ જ્યારે બંડ કરવાનો જુસ્સો ફાટી નીકળે છે, રાજ્યની ધિક્કારવા લાયક ધુંસરી ફેંકી દેવાનો પ્રયત્ન થઇ ચુકે છે ત્યારે તે બંડ શાંત કરવાને દરેક પ્રયત્ન નિષ્ફળ જાય છે અને ત્યારેજ કડવો અનુભવ થાય છે કે સત્તાની અંધાધુંધમાં કેટલી ખરાબી થઇ છે. તેવીજ રીતે જ્યાં સુધી પાપ આત્મામાં કંઇપણ હરકત કર્યા વગર પડી રહે છે, ત્યાં સુધી પાપને અટકાવવાની દરકાર થતી નથી. પરંતુ જ્યારે તેની દૃષ્ટિ પર પવિત્રતાનું નવું ધોરણ પ્રકાશેછે, જ્યારે કર્તવ્યનો પહેલો પ્રયત્ન કરવામાં આવે છે,ત્યારેજ તેના નિશ્ચયની નબળાઇમાં અને સારા થવાના પ્રયત્નની ઝાંખી અસરથી તેને દુઃખ ભરેલી ખાત્રીમાં પોતાની નૈતિક અને આત્મિક નબળાઇનું ભાન થાય છે.અને ત્યારે વળી આંતરિક સહાયતાની ઉંડી ઇચ્છા જાગૃત થાય છે અને તે વિચારે છે કે નિરાશા અને ઉંડી ઇચ્છાનું હૃદય વગરનું બોલવું શા કામનું છે? મહાવીર પરમાત્માની મહાન આત્મિક શક્તિનું જ્ઞાન હોવાથી શું લાભ છે? મનુષ્યત્વના ઉમદા પદાર્થ જોવાની શક્તિ શું ઉપયોગની છે? કે જ્યારે આ સઘળું ન મેળવી શકાય તેવું શ્રેય કરવાને બદલે માત્ર માણસની કમનશીબીની મશ્કરી કરવામાં કામ લાગતું હોય. શ્રેષ્ટતા કે સુંદરતા, પાપનો પ્રતિકાર, અને પવિત્ર જીંદગીની ઉચ્ચતાની નકામી વાત કરશો નહીં. તે સર્વ ખરૂં છે અને સર્વ કોઇ જાણે છે પરંતુ તે મેળવવાને જે ખરો માર્ગ હોય તેજ જોઇએ છીએ. એક ગરીબ ગુલામ જે છુટકારાના નિઃશાસા નાખે છે તેને છુટકારાનો માર્ગ બતાવવો અને તેની નબળાઇ દૂર કરવાની છે. જે ખરૂં સત્વ છે તેને પહોંચવાનો કયો માર્ગ છે તે બતાવો અને હે મહાવીર? મારી નબળી થઇ ગએલી શકિતઓ અને હાથમાં દૈવિક શકિત આપો, મારી આત્મીક શકિતની પાછી બક્ષીસ કરો, અને છેલ્લી જે મુકિતની નેમ છે તે પાર પાડવાને દરેક ચંચળતા અને નિશ્ચિયિક દ્રઢતા આપો. મહાવીર પરમાત્મા આત્માની આવી ઉંડી લાગણીને તેના પોતામાંથી જવાબ

આપે છે. તે આંતરિક સ્વરૂપ બાહ્યથી આત્મામાં બતાવે છે. એટલું-જ નહીં પણ અંતરથી મનુષ્યત્વની શક્તિ અને આશા જાગૃત કરે છે. આત્માની ઉંચી ઈચ્છાઓ અને થોડા લાભોને માર્ગ તેમાંથી મળશે નહિ પરંતુ તેના એકાંતમાં અને નબળાઇમાં તેની સાથે કોઇ દૈવિક મહાત્માની હમેશાંની હાજરી અને રક્ષણ તેને મળશે. તારી દરેક હૃદયિક નબળાઇની વચ્ચે કોઇ સ્વર્ગીય દેવતા તારૂં રક્ષણ કરવાનું ધ્યાનપર લે તો તે તારાં માટે કેટલું લાભ કારક છે તેની તું કલ્પના કરી જો, તારી નબળી અને ગુંચવાડાવાળી જીંદગીમાં કોઈ મહાત્મા કે જેનામાં સ્વર્ગીય શક્તિઓ હોય, અને તારામાં કદી નહિ આવેલી તેવી શ્રેષ્ટ પવિત્રતા હોય તે તારા અંગરક્ષક તરીકે રહેતો તેથી તને કેટલી સહાયતા મળશે, તેનો તું વિચાર કર. તારો સુંદર સ્વભાવ કેવી રીતે બદલી જાય છે, તારા પાપ કેવી રીતે દાબી દેવામાં આવે છે, તારો ઉત્સાહ કેવી રીતે ઉન્નત કરવામાં આવે છે, તું જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં મધુર, પ્રકાશિત અને પ્રેમી આત્માઓ તારી આસપાસ ફરતાં તું જુએ છે. લાલચના સઘળા દેખાવો જે તને છોડતા ન હુતા, અને નિશ્ચય વગર તારા કાનમાં લાલચ ઉત્પન્ન કરતા હતા, તેમાં તને શિખામણનો અને ચેતવણીનો શબ્દ તે મહાત્મા સંભળાવે છે, અને તું તારૂં હિત જોઇ શકે છે. તારા સઘળા ગુંચવાડાની મુશ્કેલીઓ દૂર કરનાર તરી કે તારા હૃદયનો મિત્ર જે મહાવીર તારી પાસે હાજર રહે છે, અને તને તારા કર્તવ્યનો માર્ગ બતાવે છે. આ જગત્માં જેની હાજરી મનુષ્ય જીવનની ઉમદી ઈચ્છાઓ પૂર્ણ કરે છે, જે મહાવીર પરમાત્મા તારા એકાંત અને વિચારના વખતમાં તારી બાજુએ સ્થિર થાય છે, અને જેવી વાતચીતથી વિચારની ઉચ્ચતા, ભક્તિની પ્રાધાન્યતા, અને શ્રેષ્ટ નિશ્ચયિક શ્રદ્ધા આત્મ પ્રદેશોમાં ઉભરાઈ રહે છે તે પરમાત્માની નબળા અને ધ્રૂજતા માણસને આ કેવી ઉત્તમ બક્ષીસ છે. સ્વાત્મ વિશ્વાસઘાતી દરેક ગરીબ મનુષ્ય આવી સોબતનો કેટલા આવકારથી સ્વીકાર કરશે? દૈવિક મહાત્માના સમાગમથીજ જ્યારે આટલો આનંદ થાય છે ત્યારે શુદ્ધ વીર પરમાત્મા જ્યારે પ્રત્યક્ષ રીતે મનુષ્યની વચમાં રહે અને ખરો માર્ગ બતાવે તો તે કેટલું હિતકારક છે! કોઇ શોક ગ્રસ્ત આત્મા, જે સ્થિતિ પોતે ચાહે છે, તેને માટે ઇચ્છા

કરતો હોય અને દુઃખથી ઘેરાએલો હોય જો એમ વિચારે કે મહાવીર પરમાત્મા તેના સોબતી અને સ્નેહી તરીકે એક વરસ સુધી તેની સાથે રહે છે, ત્યારે એ વિચારથી તેને કેટલી જાગૃતિ થશે? જયારે તમારૂં અંતઃકરણ માનસિક નબળાઈવાળું હોય મદદની તમારી બુમ પરમાત્માને પહોંચતી હોય, તે બુમ સાંભળીનેજ જાણે મહાવીર પરમાત્મા તમારી પાસે આવી તમારા દુઃખમાં ભાગીદાર હોય અને તમારી નબળાઈ દુર કરી તમારા સલાહકારક અને ભોમીઆ તરીકે તમારી સાથે રહેતો તમો શું કલ્પના કરશો? જ્યાં તે મહાત્મા આરામ લેતા હશે તે સ્થળમાં કેવી શાંતિ હશે? તે જગ્યાનુ વાતાવરણ કેટલું પવિત્ર થતું હશે? તેના સુખી રહીશો બધી મુશ્કેલી અને ગુંચવાડામાં કેવી સહેલાઈથી માર્ગ શોધી કાઢતા હશે? કેવી પવિત્ર સુગંધ, કર્તવ્યમાં કેવું પરિબળ દરેક અંતઃકરણમાં ઉભરાતું હશે? જો શ્રી વીર પરમાત્માની સુખકારક હાજરી અને સરદારી આપણા ભાગ્યમાં હોય તો દરેક સ્વાત્મ વિશ્વાસઘાતી આત્મા તેને એક કુદરતી બક્ષીસ માની ઉચ્ચપદને પ્રાપ્ત ન કરે? તેઓ શું એમ ન કહે કે હે મહાવીર? તારી શીતળ છાયામાં અમોને સમાવી દે અમારા વિચારો ગુંચવાઈ ગયા છે, અમારો પ્રેમ દોષિત છે, અમારા હેતુ નબળા અને ધ્રૂજતા છે, ઓ તરણતારણ? તું અમારી પાસે આવ અને તારા દર્શનથીજ અમારા આત્મા પ્રકાશિત અને દૃઢ થઇ જશે.

જેમ વીર પરમાત્માની બાહ્ય હાજરી અને રક્ષણથી આત્માની જરૂરીઆતો પુરી પડે છે, તેમ તેના શસ્ત્રોથી પણ ઘણે અંશે જરૂરીઆતો પુરી પડી શકે છે, કારણ કે જો શાસ્ત્રીય સિદ્ધાંતો આત્મામાં પ્રત્યક્ષ થાય, જો જાગૃત આત્માનું ધ્યાન, વિચાર, બળ વિગેરે માનસિક જીવનમાં મદદરૂપ થાય, તો પણ તે માણસમાં મહાવીરપણું લાવવાને કાંઈ ઓછું સહાયરૂપ નથી. મહાવીર પરમાત્માનીજ જો બરાબર ઓળખાણ થાય તો તેની હાજરી આપણા દરેક પવિત્ર વિચારને ઉન્નત કરવાને અને દરેક શંકા દૂર કરવાને આશીર્વાદ સમાન છે. બાહ્ય મેળાપથીજ જો મહાવીર પરમાત્માનો અંતઃકરણમાં આતુરતાથી આદર થાય. જો તે પરમાત્મા આપણાંજ રહેઠાણમાં સ્થિતિ કરતા હોય તો આપણને જે મોટો ઉપકાર થાય તે તેના

ઘરમાં રહેવાથી નહીં પરંતુ આપણા હૃદયમાં–અંતઃકરણમાં તેનો નિવાસ થવાથી આપણી મુક્તિ થઇ શકે, દરેક જાગૃત આત્મા કે જેઓએ વીર પરમાત્માને બાહ્ય સ્વરૂપે આ જગતપર જોયા છે તેઓ સર્વેના હૃદય અને અંતઃકરણમાં તે શાશ્વતના સુખના બીજ રોપી શકયા છે. જેઓએ ઘણાજ ધ્યાન પૂર્વક તેની મુખમુદ્રા જોઇ છે, અને તેના વચનો શ્રવણ કરેલા છે, તેમનામાં તેઓ જ્યાં હશે ત્યાં મહાવીરપણાની શક્તિ હજુ પણ જાગૃત હશે. તમારી મુશ્કેલી અને મુંઝવણ વખતે પોતે તમારી બાજુમાં છે, એમ જાણવાને તમને જો તે શક્તિમાન કરે, તેના વચન સાંભળવાને તમને પ્રેરણા કરે, તેનો મજબુત હાથ પકડવાને તમને ઉત્સાહવાળા કરે તો તમારે સમજવું કે તે મહાવીરની કૃપાથી તમો જરૂર મહાવીર થશો. એવી રીતે તેમણે ઘણા માણસોને મહાવીર કીધા છે, અને આજ પણ કરે છે. તમારે એમ માનવું જોઇએ કે દરેક પવિત્ર વિચાર જે તમારા હૃદયમાં ઉત્પન્ન થાય છે તે મહાવીર પણાની સૂચના છે. ભક્તિ ભાવનામાં આત્માને જે લીન ભાવ થાય છે તે મહાવીરપણું પ્રગટ થવા પછીજ થાય છે. તમારા હૃદયપાટ તે મહાવીર પાસે ખુલા કરો અને તેનું મહાવીરપણું તમારા આત્મામાં પ્રવેશ કરશે. તમારો આત્મા તેની સાથે એકમેક થશે અને મહાવીર-પણાથી તમારૂં હૃદય ધડકશે, તમારૂં માહાત્મ્ય મહાવીર જેવુંજ થશે. અરે ! નબળા અને ધ્રૂજતા મનુષ્ય ? તને પવિત્ર, શાંત અને સબળ થવાને જે કાંઇ જોઇએ છીએ તે આ સઘળું નથી ? મૂર્છા પામતા શરીરને ભાનવાળા કરવાની પેઠે તે મહાવીર પરમાત્મા તારી દુર્દ-શામાંથી તને મહાવીર બનાવવાને પરમ પ્રયત્નવાન છે કે નહિ તેનો તું વિચાર કર અને તારી આત્મિક નબળાઇ દૂર કરીને મહાવીર-પણાનો અનુભવ કર.

## ઉપસંહાર.

જે વિષયની આપણે લંબાણથી નિરીક્ષા કરી છીએ તે અંતમાં એમ બતાવે છે કે મહાવીરના સત્યની પ્રતીતિનો શ્રેષ્ટ પાઠ તેમાંથી દરેક મનુષ્ય શીખી શકશે અને તેની જવાબદારી તેના પર રહેશે. દૈવિક સત્યના જે પુરાવાથી આપણે તેના સ્વીકારનો હક્ક રાખી શકીએ

તે સર્વ માન્ય અને સર્વ શિક્ષિત છે. તે મનુષ્યને એક ઘણા કેળવાએલા અને સંપૂર્ણ બુદ્ધિશાળી બનાવે છે. એમ નહિ તોપણ તે માણસને માણસ બનાવી મહાવીર થવાનો માર્ગ બતાવે છે તેની ફરી યાદગીરી યાદ લાવવાને પછી જરૂરીઆત રહેતી નથી. જે મહાન શકિત ઘણા થોડા માણસોમાં પ્રફુલ્લિત થઇ હોય છે તેને માટે તેને આપોઆપ લક્ષ જાય છે અને ઉંચા પ્રકારની વિવેકબુદ્ધિ, નૈતિક શ્રેષ્ટ પ્રકૃતિ જે સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે તેનું કુદરતી શિક્ષણ મળે છે. મુખ્યત્વે કરીને મહાવીરનો સત્વ સિદ્ધાંત મગજને અસર કરે છે તેના કરતાં તે હૃદયના ઉંડા ભાગમાં વધારે અસર કારક નિવડે છે. મહાવીરના દૈવિક સત્વ તરફ જે લક્ષ આપે છે તેમાંનો કોઇ એવી રીતે નાકબુલ નહિ થાય કે ઐતિહાસિક સાબીતી વગર, સૂક્ષ્મ દલીલો વગર અને વિવેક બુદ્ધિની ગુચવાડા ભરેલી ચર્ચા વગર તે સત્ય ગ્રહણ કરવાને તૈયાર નથી. મહાવીરનું સત્ય એ જો સાહિત્ય હોતતો આવા બચાવનો અંત આવી જાય, ઉદાહરણ તરીકે એમ માની લઇએ કે ઉંચા પ્રકારના ગણિત શાસ્ત્ર અથવા વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસને માટે જે શકિતઓ કેળવવામાં આવે તે છતાં તેના પુરાવા ઘણાં માણસની શકિતથી ન સમજાય તેવા હોવાથી અને અજ્ઞાન તથા અભણ માણસો તેના અજાણ પણાને લીધે બધી જવાબદારીથી દૂર રહે તો ગણિત શાસ્ત્ર કે વિજ્ઞાન શાસ્ત્રથી ઘણાં લોકો અજ્ઞાત રહે છે કારણકે તે સાહિત્ય છે અને તેમાં પુરાવાની જરૂર પડે છે પરંતુ મહાવીર એ કાંઈ સાહિત્ય નથી. મહાવીરનું સત્ય આપો આપ વિસ્તારને પામે છે, તેમાં તીક્ષ્ણ બુદ્ધિની જરૂર રહેતી નથી પણ મનુષ્યત્વપણાનું સામાન્ય અંતઃકરણ અને સામાન્ય હૃદય તેને ગ્રહણ કરી શકે છે. આપણી પ્રકૃતિના સામાન્ય જ્ઞાનથી જે. અંતઃકરણ જાગૃત છે, જે આત્મા પ્રેમ, દયા, કોમળતા અને સત્યતાની યોગ્યતા ધરાવે છે, તેઓ સર્વે મહાવીરના સિદ્ધાંતો શ્રવણ કરવાને અને ગ્રહણ કરવાને દરેક રીતે યોગ્ય છે. એક નાનુ બાળક કે જે મહાવીર પરમાત્માને પહેલીવાર ઓળખે છે, અને પ્રાર્થના કરે છે, એક ગરીબ રોજીંદો મજુર કે જેની બુદ્ધિ પોતાના કામ

સિવાય કાંઈ પણ વધારે હોતી નથી, એક નબળો કંટાળી ગએલો દરદિ કે જે દુઃખી બિછાનાપર પડેલો હોય અને કાંઇ પણ વિચાર કે વિવેકબુદ્ધિ જેથી નષ્ટ થઇ ગઇ હોય પરંતુ માત્ર પ્રેમ અને પ્રાર્થનાની શકિત હોય તે સર્વે મોટી મોટી ધાર્મિક સંસ્થા અને ઉંચા તાત્વિક સિદ્ધાંતિક મનવાળા મનુષ્યો કરતાં મહાવીરને કોઇ પણ રીતે ઓછા જ્ઞાનથી ઓળખે છે એમ નથી. મહાવીરપણાની છાપ તેમની અજ્ઞાનતામાં પણ તેવીજ સજ્જડ રીતે પડે છે.

એટલું ખરૂં છે કે ઉંચા વિચારવાળા મનુષ્યો યોગ્ય રીતે સત્યની સાબીતી શોધી કાઢવાને અને પદ્ધતિસર અભ્યાસ અને ખીલવણી કરવાને તેમની શકિતઓ યોગ્ય રીતે કામે લગાડી શકે, પરંતુ જે કુદરતી બક્ષીસ અને પ્રાપ્તિ એક શ્રદ્ધાળુ માણસને મળેલી છે, તેને એક દૈવિક શાસ્ત્રના પ્રોફેસરની સાથે મિશ્રિત કરી શકાય નહિ, જાણવાની, સમજવાની, જોવાની અને માનવાની શક્તિઓને જે શકિતઓની વ્યાખ્યા કરવામાં જરૂર પડે છે, તેનાથી જુદીજ ગણવી જોઈએ. સંગીત શાસ્ત્રના નિયમો શોધી કાઢવાને અને લાગુ કરવાને ઘણાને શક્તિ હોય છે, તે છતાં તેવા પ્રકારની શકિત જેનામાં નથી હોતી, તેઓ ઘણી સરસ રીતે ગાળી શકે છે, અને વિશેષ આનંદ પણ આપી શકે છે. સંગીત મનુષ્યને પાવરધવ કરવાને માટે હજારો પદ્ધતિસરના શિક્ષણ કરતાં સૂર ગ્રહણ કરી શકે તેવા તીક્ષ્ણ કાન વધારે સારી રીતે કામ કરી સકે છે સુંદરતાના નિયમો અને વ્યાખ્યા જુદીજુદી રીતે ચર્ચવાને અને નક્કી કરવાને ઘણી સૂક્ષ્મ બુદ્ધિ જોઇએ પરંતુ ઘાસના સૌદર્યનું માહાત્મ્ય અને પુષ્પની કુદરતી મનોહરતા લક્ષપૂર્વક નિરખવાને તેવી કોઇપણ શક્તિની જરૂર પડતી નથી. સુંદર આંખોમાંથીજ સઘળું પ્રત્યક્ષ થાય છે. નીતિના નિયમો અને સિદ્ધાંતો શોધી કાઢવાને અને નક્કી કરવાને ઘણીજ સૂક્ષ્મબુદ્ધિ મનુષ્યો સેંકડો વર્ષ સુધી શોધ ચલાવે છે પરંતુ એક નિઃસ્વાર્થ અને ઉમદા કાર્યને માન આપવાને નીચતા અને સ્વાર્થીપણાને ઓળખીને ધિક્કાર બતાવવાને જે પવિત્ર અને પ્રેમમય છે તેની પ્રશંસા કરવાને એવા ગુણો જોઇએ છીએ કે જે કોઇપણ તીક્ષ્ણ બુદ્ધિના ચાતુર્યથી મળી શકે નહિ તે છતાં તે

એક ઝુંપડામાં કે શિખરપર જ્યાં અભણુ અને અજ્ઞાન માણુસ રહેછે. ત્યાંથી પણ મળી આવે છે તેથી કરીને મહાવીરનું સત્ય એક વિદ્વાન કે પ્રોફેસરનેજ મળી શકે છે અને બીજા તેને મેળવવાને શકિતમાન થતા નથી એવું નથી. સત્યની કેળવણી અને ભેદ કરવાને માટે ગમે તે શકિત જરૂરની હોય તેને માટે વાંધો નથી પણ માનસિક જરૂરી· આત જાણે તેવું અંતઃકરણ, મહાવીર પરમાત્મા પ્રત્યે ક્ષમા, શાંતિ અને કબુલતવાળી નમ્ર પ્રાર્થના, જેમ માબાપ વગરનો છોકરો પોતાના ગુમાવેલા બાપથી નિરાશ થાય છે તેમ જાગૃત અને આતુર આત્માની ભાવના, ઉંડો વિશ્વાસ, પશ્ચાતાપ આ સર્વ ગુણો જે વિદ્વાનોની બુદ્ધિ અને ચાતુર્યથી જુદા છે તેનામાં જંગલી અને અશિક્ષિત મનનું ચોકસ બંધારણ કરી શકે છે દૈવિક સત્યનું ઉંડું રહસ્ય જેટલું આ ગુણોથી જાણી શકાય છે તેટલું ઘણી સૂક્ષ્મ બુદ્ધિ અને શ્રેષ્ઠ વિદ્વત્તાથી ઘણી વખતે સમજી સકાતું નથી મહાવીરનું સત્ય, ડાહ્યા અને સમજુ માણુસોથી ઘણી વખતે છુપું રહે છે અને એક બાળકને તે પ્રત્યક્ષ થઇ શકે છે (નાગકેતુનું દૃષ્ટાંત ) બુદ્ધિવાળા જમાનાના અભ્યાસથી મહાવીર પરમાત્માનું સત્ય અને શકિત કદાચ નહિ શીખી શકાય તો પણ તે શીખવાને માટે તેં મહાન તરણુ તારણુ મુકિતના આપનારના ચરણુ કમળમાં ઉંડી દૃષ્ટીથી અને આંસુ વાળી આંખોથી એક ક્ષણુ પણુ પુરતી થઇ પડશે. જેઓ પોતાના બુદ્ધિ સામર્થ્યથી સત્યના સિદ્ધાંતો નક્કી કરે છે અને તેની પ્રતીતિ કરાવે છે તેમને માન આપો પરંતુ તમારી વિવેકબુદ્ધિની બક્ષીસનો ઉપયોગ તે સત્ય જાણુવામાં ગ્રહણુ કરવામા અને તે પ્રમાણે વર્તવામાં કરજો. તમારૂં અંતઃકરણુ તેની સામે ખુલું કરી દેજો. તે મહાવીર પણાના સ્વાભાવિક શિક્ષણુમાં તમારા આત્માને અર્પણુ કરજો મહાવીરને પગલે ચાલવાની અને જે શુદ્ધ માર્ગ મળે તેની પ્રાર્થના કરજો અને ત્યારે કાંઇ પણુ શોધ વગર ખરૂં સત્ય સ્વરૂપ આપો આપ તમોને પ્રતીત થશે તમારા અંતઃકરણુમાંથી ઉંડા અંતઃકરણુમાં તે તમોને દરેક ખાત્રી કરાવશે, તમો તેના પર લક્ષ આપશો એટલે સ્વર્ગીય અવાજ તમારા આંતરીકકર્ણુ ઉપર પડશે, જે સૌદર્ય આ જગતની સપાટી પર નથી. તે તમારી શ્રદ્ધાળુ આંતરિક ચક્ષુઓમાં-

થી* પ્રકાશિત થશે. અને તમો પ્રત્યક્ષ રીતે અનુભવશો કે માણસમાં મહાવીરપણું પ્રગટી નીકળે છે.

---

# પ્રકરણ ૨ જું.

## મહાવીર અને મનુષ્યનું આત્મિક જ્ઞાન.



દરેક જાતની અજ્ઞાનતામાં જે સાથી વિશેષ આશ્ચર્યકારક અજ્ઞાન છે, અને જે ઇચ્છાપૂર્વક જણાય છે, તે પોતાનું આત્મિક અજાણપણું છે. આ વિષય ઘણો રસિક અને મહત્વનો છે, એટલુંજ નહિ પણ તે એક એવો વિષય છે કે જેમાં આપણને ઘણી સગવડ અને સૂચનાની તક મળી શકે તેવું છે. જો કોઇ માણસને હાલ એમ કહેવામાં આવે કે તારા ઘરમાં ઘણા વર્ષ સુધી એક માણસ રહે છે, તે છતાં તું તેનો ચહેરો જોઇ શકયો નથી, અને હજુ પણ તું તેને ઓળખતો નથી, તો તે તેને તેમજ દરેક સાંભળનારને કેવી અજાએબ ભરેલી અને ન માની શકાય તેવી વાત લાગશે? તે છતાં એ કાંઇ કલ્પના નથી પણ શંકા વગરની સત્ય બાબત છે કે આપણા ઘરમાં નહિ પણ આપણા હૃદયમાં હાલ એક ગુપ્ત મુસાફર, ખરો મિત્ર અને સ્નેહી તથા બંધુ કરતાં ઘણો નજીક રહે છે, તે છતાં હજીસુધી તેના વિષે આપણે ઘણું થોડું અથવા કાંઇ પણ જાણતા નથી, આપણામાં એક બુદ્ધિમાન વિદ્વાન્ માણસ હોય કે જેની પાસે વર્ષો સુધી આખા જગતમાં વખણાએલું અને સર્વ માન્ય શાસ્ત્ર હોવા છતાં તેના પાના તેણે કદી ઉઘાડ્યાં ન હોય તો એથી તે શું શરમાશે નહિ? અથવા બુદ્ધિની ઘણીજ ઉત્તમ ચીજો અને વિજ્ઞાન શાસ્ત્ર તથા કળાના ન મળી શકે તેવા શ્રેષ્ઠ નમુનાથી ભરપુર એક ભંડોળ હોય છતાં તેના માલીકને તે જો-

---

*નોટ—મહાવીર પરમાત્માને ઉપરના પ્રકરણમાં કર્ત્તા કે ક્રિયારૂપે પ્રત્યક્ષ રૂપે તેમજ મનુષ્યના અનુભવમાં આવી શકે એવી રીતે જે વિવેચન આપેલું છે તેનું તાત્પર્ય એવું છે કે દરેક આત્મા પોતે અંતરગત પરમાત્મા મહાવીરજેવો છે. અને આત્માના શ્રેષ્ટ ક્રિયાઓને મહાવીરની ક્રિયા કહેવાની અપેક્ષા છે.

લેખક.

વાનો કદી વિચાર પણ ન થાય એ શું ઓછું ખેદકારક છે ? વાંચનને માટે ઘણોજ શ્રેષ્ટ પુસ્તક, અભ્યાસના સર્વોત્તમ આશ્ચર્યકારક સાધનવાળું મનોહર સ્થળ, આનંદથી ભરપુર સંગ્રહસ્થાન. આ સઘળું હોવા છતાં તેને જોવાને પણ આકર્ષણ ન થાય એ શું સખેદાશ્ચર્ય નથી ? જે મનુષ્યોએ ઘણી લાંમી મુસાફરી કરી હોય તેવા માણુસ પાસે આપણે ઘણી વખતે જઈએ છીએ, અને દૂરદેશની આશ્ચર્યકારક વાતો સાંભળીએ છીએ, તે છતાં આપણા પોતાના સ્વરૂપથી તદ્દન અજાણ્યા રહેવામાં સંતોષમાનીએછીએ એ શું વિચિત્ર અને નવાઇ જેવુંનથી? જ્ઞાનજ્ઞાનના સર્વ માર્ગતરફ જઈને,દુનીઆ,સમુદ્ર અનેઆકાશના સઘળાભાગના આશ્ચર્યજોવાય અને નવી શોધ કરાય તે છતાં હૃદયમાં રહેલી એક નાની દુનીયા હજુ તદ્દન શોધ્યા વગરની અને જોયા વગરની રહી જાય એ કેવી મૂર્ખાઈ છે ? બીજા દેખાવો અને વિષયો આપણે થોડે થોડે આંતરે અભ્યાસ કરી શકીએ, તેને ઘણી મહેનતથી અને લાંબી મુસાફરીથી પહોંચી શકાય પણ હૃદય સમુદ્રનો પુલ તો તરત ઓળંગી શકાય તેટલો નજીક છે, આપણે ફરી આંખ બંધ કરવી અને બહારની દુનિઆના વિચારો કાઢી નાંખવા કે જેથી કરીને અંતરની આશ્ચર્યકારક દુનીઆના દેખાવો અને કુદરતી સૌદર્યમાં ગમે તે ક્ષણે ભટકવાનું બની શકશે. બીજા પદાર્થો તપાસવાને નાના અને મોટા હથીઆરોની જરૂર પડશે. જ્યોતિષ શાસ્ત્રી રસાયણ શાસ્ત્ર, વિજ્ઞાન શાસ્ત્ર વિગેરેને ઉચા અને કીંમતી હથીઆરોની જરૂર પડશે. પરંતુ વિચાર કરવાની શકિત કે જે કોઇ પણ યાંત્રીક વિદ્યા કરતાં ઘણી નવાઈ જેવી છે, જે કળા હમેશા સુધરેલી છે તે સર્વ કોઈનામાં હોઇ શકે છે. ગરીબ અને અભણ તેમજ ઘણા કેળવાએલા અને પૈસાદાર સર્વ કોઇને આત્માનું અંતરનું સ્વર્ગ શોધી કાઢવાને અને તેનો વિચાર, લાગણી તથા નિશ્ચયને બહાર લાવવાને એક સરખું શસ્ત્ર મળેલું છે. અને તે છતાં આ જાતનું જ્ઞાન મેળવવાને દરેક સગવડ હોવા છતાં એવો પ્રશ્ન થઈ શકશે કે તે જ્ઞાન એવું છે કે જે તદ્દન સામાન્ય રીતે ભૂલી જવામાં આવ્યું છે ? અને વળી જેઓ એ ઇતિહાસ, વિજ્ઞાન શાસ્ત્ર અને સાહિત્યમાં ઘણું શ્રેષ્ટ પ્રકારનું જ્ઞાન મેળવેલું છે, તેવા જથાબંધ મહાન વિદ્વાનોએ પોતાના આત્માનું.જ્ઞાન અંશ માત્ર પણ મેળવ્યું નથી ?

મુખ્યત્વે કરીને આત્મિક અજ્ઞાનને ભૂલી જવાની જે બાબત ઉપર કહી તે જેમને ઉદ્દેશીને આ લખાય છે તેમાંના ઘણાના સંબંધમાં લાગુ થતી હશે. આપણા સ્વભાવનો અમુક ભાગ એવો છે કે જેને લઇને દૂષિત જ્ઞાન ઘણું સામાન્ય અને ઘણું નાશકારક નિવડે છે નવાઇની બાબત તરીકે અને આનંદી અભ્યાસના એક વિષયતરીકે દરેક બુદ્ધિશાળી મનુષ્યે પોતાના માનસિક સ્વભાવના બંધારણ, નિયમો અને ક્રિયાઓ વિષે થોડું ઘણું જાણવું જોઇએ. અને ખરૂં કહીએ. તો એક નવાઇના વિષય તરીકે નહિ પરંતુ એક છેલ્લી અને ઉંચી જરૂરીઆત તરીકે આપણે આપણી નૈતિક પ્રકૃતિથી અને મહાવીર પરમાત્માની સાથે સરખાવતાં આપણાં અંતઃકરણની સ્થિતિથી આપણે અવશ્ય જાણીતા હોવા જોઇએ. આપણી શારીરિક તંદુરસ્તીની સંભાળ આપણે બીજાને સોંપી શકીએ, અને એક વૈદ્યની હુશીઆરીથી આપણી શારીરિક અજ્ઞાનતા સહુજવારમાં દૂર થઇ શકે, આપણી બુદ્ધિ ખીલવવામાં બેદરકારીથી, અને વર્તન સુધાવામાં દુર્લક્ષથી ખોટી મગરૂરી, ધિક્કાર, અને પોતાના અભિપ્રાયની હઠ વિગેરેથી બહુ નુકશાન થતું નથી પરંતુ જયારે આપણી અજ્ઞાનતા માત્ર શરીર સંબંધીની નહિ પણ આત્મા સંબંધીની હોય છે, મગજની નહિ પણ અંતઃકરણની હોય છે ત્યારે તેનું ભયંકર નુકશાન કોઇ પણ ભાષા કહી શકે તેવું નથી. આપણી આત્મિક તંદુરસ્તી અને આત્મિક અનુભવની ખીલવણીનું કાર્ય આપણે કદી કોઇ બીજાને સોંપી શકીએ નહિ. આ જગત્ પર કોઇ પણ મિત્ર આત્માનો વૈદ્ય થઇ શકતો નથી અથવા આપણને આપણી એકાંતીક જવાબદારી અને કર્મના બોજામાંથી કોઇ મુકત કરી શકતું નથી. અને અંતઃકરણની અજાણી ભૂલોથી આપણી સ્વાભાવિક સ્થિતિને નુકસાન પહોંચે છે એટલુંજ નહિ પણ તેથી આપણો હમેશનો નાશ થવાની શરૂઆત થાય છે.

અનુભવથી એમ જણાય છે કે મનુષ્યની નૈતિક ખામી ઘણું કરીને તેવી પોતાની શોધ કરવાની બે દરકારને લીધે છે આપણા પાપ વિષેના કેટલાક ખાસ ગુપ્ત અને ન શોધી શકાય તેવા ભેદ છે, શારીરિક રોગ કે નુકશાન ઘણાખરાના સંબંધમાં શરીરમાં થતા દુઃખથી જણાય છે અને તેથી મનપર તેની અસર થાય છે તેથી કરીને એક માં-

દા માણસને માટે પોતાના ભયથી કે દુઃખથી લાંબા વખત સુધી અજાણુપણું કે તે દરદને દુર કરવાની બેદરકારી રહેતી નથી પણ નૈતિક આંતરીક દરદ એવા પ્રકારનું છે કે જે પોતાનું ભયંકાર કારસ્થાન છુપીરીતે કરે છે. પાપ એ એવી જાતનું ગાન છે કે તે અંતરમાં અસર કરે છે કે જે પોતાની મેળે શોધી શકાતુ નથી તે એક એવું અંધકાર ઉત્પન્ન કરે છે કે જે આપણી વચ્ચે રહીને આપણને નુકશાન કરે છે અને તેને જે ભોગ થઇ ગયો હોય તેને આંધળો કરીને તેને વિનાશ કરવાનું તે કામ કરે છે. કોઈપણુ શારીરિક રોગને તે કદાચ મળતું હોય તો તે નાશકારક શાંતિ માંદા માણસને છેતરે છે અને તેના ભયના પ્રમાણુમાં વધારે ઊંડું અને છેતરવા જેવું કરે છે અને જો મરતા માણસનો ધ્યાન વગરનો આનંદ બંને આશ્ચર્યકારક અને દિલગીરી ઉપજાવે એવો હોય, જો કદાચ ક્ષય રોગ લાગુ થયો હોય અને ચહેરો ફીકો પડી ગયો હોય, માંદા માણસના મુખથી નિરાશા ભરેલા શબ્દો દયા અને આશ્ચર્યની મિશ્રિત લાગણીથી સાંભળ્યા હોય તેના કરતાં ખરેખર વધારે દયાને પાત્ર તો તેવા માણસો છે કે જેઓ પોતાના આંતરીક રોગથી અજાણ્યા છે અને ભૂલથી હમેશની નિરાશા અને હમેશના મોતને માટે જેઓ છેતરાઈ જેવી તેવી શાંતિથી આ જગત પર આંધળા થઇને ચાલ્યા કરે છે.

પોતાની મેળે છુપાઇ રહે તેવું પાપનું વલણુ અને આપણું ચોકસ પ્રમાણુ નક્કી કરવાની હમેશની મુશ્કેલી આપણુને ઉલટે રસ્તે જતા અટકાવતા નથી. પોતાની ભૂલો કોઇ સમજી શકતું નથી અને પોતાના ગુપ્ત દોષો દૂર કરવાને પ્રયત્નવાન થતા નથી. હું અહીં કેટલાક એવા વિચારો રજુ કરીશ કે જેથી પોતાની જાતના અજાણુપણામાં પાપી મનની કેવી ભૂલો થાય છે, તેના કેટલાક કારણો અને વિચારો સમજવાને તમને અનુકૂળતા થશે.

## ૧ પાપને અટકાવવાથીજ તેનું પ્રમાણ જણાય છે.

પાપી માણુસ પોતાની ભુલ કેમ સમજી શકતો નથી તેનું પહેલું કારણુ એ છે કે પાપ ખરેખર રીતે જ્યારે અટકાવાય છે ત્યારે જ તેનું પ્રમાણુ થઈ શકે છે, જ્યાંસુધી આપણે આપણા દુર્ગુણુ સામે થઇએ નહિ ત્યાંસુધી તે દુર્ગુણનું આત્મામાં જોર કેટલું છે તે

જાણવું અસંભવિત છે, અને જે બેદરકાર પાપી માણસ પાપની સામે થતો નથી તેને પાપથી કેટલું નુકસાન થાય છે તે તે ભાગ્યેજ જાણી શકે છે. જ્યાંસુધી પાપ કે દુર્ગુણ સામે થયા વગરના આત્મા પર રાજ્ય કરશે ત્યાંસુધી તેના કારસ્થાન કોઇથી જાણી શકાશે નહિ. જ્યાંસુધી માણસ શંકા કે વિચાર વગર સાંસારિક લાલચ અને અપવિત્ર ઇચ્છાને આધીન થઈ જાય છે, અને નઠારી ટેવનો ગુલામ થઇ જાય છે, ત્યાંસુધી તેની હયાતી શોધવાને કે તેનું પ્રમાણ કરવાને તેને કદી પણ વિચાર આવતો નથી. કારણ કે ઘણી બાબતોની પેઠે આમાં પણ અટકાવથીજ જોરનું પ્રમાણ થઇ શકે છે. કુદરતના ઘણા શક્તિવાળા એજંટો જ્યારે સામે થનાર કોઇ ન હોય ત્યારે પોતાનું કામ શાંતપણે અને કાંઇ પણ આકર્ષણ ન કરે તેવી રીતે કરે છે. જ્યારે કોઈ સામે થનારી શક્તિ તેની સામે થાય છે ત્યારે તેની હાજરી અને શક્તિ તરફ ધ્યાન ખેંચાય છે. એક જોસ ભેર વહેતો ઝરો જ્યાંસુધી તેને અટકાવનાર કોઇ પદાર્થ આડે ન હોય ત્યાંસુધી શાંત અને અવાજ વગર વહ્યા કરે છે; પરંતુ ખાબોચીયા ખડક અને અટકાવેલા પ્રવાહની ગર્જના તરતજ તેનું જોર બતાવી આપશે. પવન જ્યારે ખુલાં મેદાનમાં ફુંકતો હોય ત્યારે તેનું જોર કળી શકાશે નહિ પણ જ્યારે તે જંગલના વૃક્ષપર અથવા સમુદ્રના મોજાપર થઈને પસાર થાય છે, ત્યારે તેનો અટકાવ થવાથી તમે તેનું જોર જોઈ શકો છો.

હવે તેવોજ પ્રકાર આંતરિક દુનીઆમાં છે. પાપનું પરિબળ માત્ર તેનો અટકાવ કરવાથીજ અનુભવાય છે, કોઈ પણ પાપની સામેનો એજંટ જ્યાંસુધી તપાસ થઈ નથી ત્યાંસુધી પોતાના કામમાં વધારે શક્તિવાળો કે મહેનતવાળો જણાશે નહીં. ઘણા સાંસારિક અને નાસ્તિક અંતઃકરણમાં પાપ, શાંત પવનની પેઠે અને ઝડપથી ચાલતા ઝરાની પેઠે રાજ્ય કરે છે. સ્વાર્થીપણામાં, સાંસારિક મોહનીમાં મગરૂરીમાં, લોભમાં અને તેવાજ દુર્ગુણોમાં તે શાંતપણે રાજ્ય કરે છે, એટલુંજ નહિ પણ પાપ તે આંતરિક જગતમાં એટલો વગ ધરાવે છે કે શીયાળાની ટાઢને જેમ દૂર ન કરી શકાય તેમ તેના માર્ગમાં કોઇ પણ આડે ન આવે તેવી રીતે તે સામ્રાજ્ય કરે છે. તેને ઉઘાડું પાડનાર તેના સામે થઇને અટકત કરનાર છે. જ્યારે

અંતઃકરણમાં ઉંચા અને પવિત્ર જીવન વિષેનો વિચાર ઉદ્ભવે છે, અને અંતરનો દૃઢ ઉત્સાહ મગરૂરી અને દુર્ગુણને દાબી દેવાને પોતાની શકિતઓને જાગૃત કરે છે, ત્યારે અપવિત્ર ઇચ્છા અને નીચમનો વિકારનો પ્રવાહ અટકાવવાને પ્રયત્ન થાય છે. જ્યારે દૈવિક પ્રમનો નમ્ર નિયમ નાસ્તિક અંતઃકરણની ઠંડી ભૂલ દૂર કરે છે ત્યારે આત્માને પાપનું ભયંકર જોર જણાય છે. જાગૃત થએલા આત્મામાં હમેશાં આશ્ચર્યકારક શોધથીજ પાપકર્મનું ભાન એકાએક થઇ આવે છે, નવીન અને ઉચ્ચ અંતઃકરણની ઉન્નતિની સાથે અજાણ્યો બોજો ભારે અને ન સહન થઇ શકે તેવો દુર્ગુણનો ભાર આત્માને પોતાની નવી શક્તિઓને કચરી નાંખતો ઉંડી લાગણીથી ઉંચે આવતો દેખાય છે જે આજસુધી પાપની સોડમાં આરામથી રહેતો તે આત્મા મહાવીર પરમાત્માના દર્શનથી ઉત્સાહ પૂર્વક બહાર ધસી આવે છે, તેની નજીક આવવાને બુમ પાડે છે, અને બંધનની અધિરાઇ તથા તાજું ભાન થવાથી પોતે મહાવીરથી દૂર થએલ છે, તે વિચારતાં તેને પોતાની સ્થિતિ જણાઇ આવે છે. જેવી રીતે એક બાળક જ્યારે ધ્યાન વગર અજાણ્યા માણસની સોડમાં સૂતું હોય અને જેવું તે પોતાના મા બાપને જુએ છે કે તરતજ તેના તરફ જવાને તરફડીઆં મારે છે અને હાથ લંબાવે છે તેમજ અભણપણે બીજાના હાથમાં રહેવાથી જે અશાંતિ હતી તે વ્યક્ત કરે છે તેવીજ રીતે એક જાગૃત થએલા પાપી માણસને થાય છે. તે છતાં પશ્ચાતાપના પહેલાં તરફડીયામાં આત્માની વર્તણુંકમાં પાપ સંપૂર્ણ રીતે જણાતું નથી. આત્મિક જ્ઞાનની વૃદ્ધિની સાથે જે પાપ રહી જાય છે તે આત્માની તીક્ષ્ણ મનોવૃત્તિ પર વધારે અસર કરે છે અને તેની જાગૃત થતી શક્તિઓને વધારે કંટાળા ભરેલું લાગે છે. ભૂલ અને પાપ તેના આગલાં અંતઃકરણથી અદૃશ્ય અને અજ્ઞાન હતાં તે ધાર્મિક જીંદગીની ઉંચી સ્થિતિમા પણાજ ધિક્કારવા લાયક જણાય છે. અને પહેલા જે નીચ અને નઠારા કામ કરવામાં આવતાં તેના કરતાં પવિત્ર અને સારાં કામ કરતી વખતે હવે પાપ તરફ વધારે કરડી નજર થાય છે. ચંચળ અંતઃકરણને દરેક પગલે પાપના ગાડાનો બોજો વધારે ભારે જણાતો જાય છે અને જેમ જેમ શ્રદ્ધાળુ આત્મા મહાવીરના જીવનની નજદિક આ-

વતો જાય છે તેમ તેમ તેના મુખમાંથી અધિરાઇથી એવી બુમ પડે છે. કે " મહાવીર પરમાત્મા વિના આ મરણના શરીરમાંથી મને કોણ મુક્ત કરશે. ? "

## આત્માને જાગૃત થતા પાપની ધાસ્તી લાગે છે.

સ્વાત્મ અજ્ઞાન માટે પાપી માણસને બીજું કારણ એ છે કે પાપ વારંવાર આત્મિક સ્વરૂપ જાણવાને મનુષ્યને ડરાવે છે. આત્મામાં કર્મના સંચારથી જે શંકાશીળ સડો પેસેલો હોય છે તે આત્મિક સ્વરૂપને જોવા જતાં મનુષ્યને ધાસ્તી ઉત્પન્ન કરે છે. જો કે એ ઘણું આશ્ચર્ય જેવું લાગે છે તો પણ મનુષ્યની સ્થિતિ એક એવી અસાધારણ પ્રકારની રહે છે કે જેથી મનુષ્ય એમ માની લે છે કે તેના આત્મામાં સઘળું બરોબર નથી. તો પણ સઘળું સત્ય જાણવાની અનિચ્છાથી કાંઈપણ આગળ તપાસ કરતાં તે બંધ પડે છે. એ વાતો ઘણા થોડાજ મનુષ્યો હશે કે જેઓ પોતાના વિષે થોડું ઘણું પણ જાણતા ન હોય. થોડીક મુશ્કેલીથી હજારો મનુષ્યો કાંઈ પણ વધારે જાણવાને ના કહે છે. ઘણીજ બેદરકારક જીંદગીમાં પણ અવરનપર રૂઢિનો પ્રવાહ ચાલ્યાજ કરે છે અને આત્મા પોતાની ઉડી આંતરિક કંગાલીઅતને પકડી રાખે છે. કંગાલ સ્થિતિનો અંધકાર એટલો ભયંકર હોય છે કે બહુજ થોડા મનુષ્યો તેના સન્મુખ જોવાની હિંમત કરે છે અને એ રીતે મહાવીરની શક્તિવાળો આત્મા મેંઢા જેવો ગરીબ થઈ જાય છે. પાપી માણસનું અંતઃકરણ પોતાની તપાસ કરવાને જો ખુલું કરવામાં આવે તો તેને એક એવો કરડો દ્દષ્ટિપાત જણાયછે કે જેના સામે જુવાને કંપારી આવ્યા વગર રહેશે નહિ. તેથી ઘણાખરા મનુષ્યો અજ્ઞાનપણાની નકામી શક્તિથી આત્મિક સ્વરૂપ જાણવાથી દૂર રહેવાનુંજ પસંદ કરે છે.

અને તોપણ આ જાણી જોઇને રાખેલી અસાનતા કેટલીક બાબતમાં જ્યારે આપણી વર્તણુંકની સામે થવામાં આવે છે, ત્યારે જ્યાં આત્માના લાભો જોખમમાં હોય ત્યાં ઘણીજ અજાએબી ભરેલી રીતે આત્માના પક્ષમાં જોવામાં આવે છે, આ જગતના વ્યવહારમાં મનુષ્ય ન રોકી શકાય, તેવા પાપથી ખરેખર ભડકે છે, અને જે દુઃખો અટકાવવાનું પોતાની શક્તિની બહાર હોય તેના વિચારથી તે પાપને હરકત કરવાની ના કહે છે, પરંતુ જ્યારે શંકા શીળ પાપ ઉપાયની

બહાર હોતું નથી, ત્યારે ઘણા મનમાં તેને દૂર કરવાને ઉલટી વર્તણુક વાળી પ્રકૃતિ હોય છે કે જે પ્રકૃતિ કોઇ પણ ધાસ્તીવાળા પાપના જરા પણ દેખાવથી તેનું નઠારૂં પરિણામ જાણી શકે છે, પણ એકાએક કાંઇ કરી શકતી નથી. ઉદાહરણ તરીકે એક ડાહ્યા વ્યાપારી પોતાના વિશ્વાસુ નોકરના હિસાબમાં કાંઇક ગોટાળો જુએ અથવા તો તેના કોઇ કરજદાર કે જેની સાથે તેને ઘણો જોખમવાળો વહીવટ હોય તેના વિષે શક ઉત્પન્ન થાય તો મોટે ભાગે તે એકાએક કોઇને કાંઇ પણ કહેશે નહિ. પોતાને નહિ ગમતી તેવી સૂચનાઓ તરફ પોતાની આંખો બંધ કરીને અને બધી આગળ તપાસ ચલાવવાથી દૂર રહીને તે વર્તમાનની અયોગ્ય શાંતિથી જાણી જોઇને પોતાની ભવિષ્યની પાયમાલીનું જોખમ ખરીદ કરી લેશે. એટલુંજ નહિ પરંતુ ખરી હકીકતનું મૂળ શોધી કાઢતાં જો કે તેની તપાસ એવીજ જણાય કે નોકરે તેની મીલ્કત નષ્ટ કરી નાખી છે અને તેનો કરજદાર દેવાળુ કાઢવાની અણીપર છે તોપણ તરતને માટે તે પોતાની ઘાતકી તપાસ એક બાજુએ રાખી લે છે. અથવા કોઈ ચિંતાતુર અને માયાળુ સગો ધાસ્તીથી જાણે છે કે જેનાપર તેને ઘણો પ્રેમ છે તે નજીકના સગા રોગના ભયંકર ચિન્હો છે, તેના ગાલપર ગરમીના ચિન્હોને જુએ છે, તે વળી વિચારે છે કે હું તેનો ઝીણો શ્વાસ ચાલુ થયેલો સાંભળું છું અને તેને ભવિષ્યની સઘળી ધાસ્તી ઉત્પન્ન થાયછે, તે છતાં શું તેને એ કંદર તે માણસના મૃત્યુ વિષે વિચાર આવશે ખરો? આવા પ્રસંગે કયા માબાપ, ધણી, મિત્ર પોતાની સ્વાર્થી ભયભીત શકિતની સલાહ નહિ લેશે અને તે રોગ વધતો અટકાવવાને જે બની શકે તે ઉપાયો નહિ લે?

આપણા સાંસારિક લાભના પરિઘમાં એવા બનાવો ઘણા થોડા હોય તો પણ આત્મિક બાબતોમાં પોતાની મરજીની બેદરકારી ઘણા ડાહ્યા વિદ્વાન અને સાધુ પુરૂષોમાં અપવાદ તરીકે નહિ પણ ઉત્સર્ગ નિયમિત રીતે જોવામાં આવે છે. બીજી બાબતોમાં આશ્ચર્યકારક, અશાંત અને સહેલાઇથી ધાસ્તી લાગે તેવું હોય તો પણ ઘણાં માણસો આવી બાબતમાં તો આશ્ચર્યકારક રીતે બેદરકાર થઇ જાય છે. તેઓની ધાસ્તી અને શંકા વધવાને બદલે ઓછાં થાય છે, અને જયારે તંદુરસ્તી કે પૈસો અથવા સાંસારિક સુખની વાત ન હોય પ-

રંતુ આત્માનું હમેશનું સુખ અને ઉત્તમ વર્તણુંકની બાબત હોય તો જગતનો મોટા ભાવના વ્યવહાર આત્મિક સુખની સામેની ધાસ્તી અટકાવવા તરફ હોતો નથી, પણ તેની નિશાનીઓ પણ ભૂલી જવામાં આવે છે. ધર્મ તરફ તેઓ ગમે તેવા અવિચારી અને બેદરકાર હોય તો પણ ખરેખર ઘણા થોડા માણસો પોતાની આત્મિક સ્થિતિ વિષેના પ્રસંગોપાતના જ્ઞાન વગર જીંદગી પસાર કરી શકે એવા પણ પ્રસંગ આવે છે કે જ્યારે અંતઃકરણ ગમે તેવા બેદરકાર માણસને તેની ખબર આપે છે અને આત્મા તથા તેના ભવિષ્ય વિષેના ચિંતાતુર દેખાવો ઘણા કઠણ અંતઃકરણને પણ કહી દેખાડે છે. સાંસારિક સુખની શ્રેષ્ઠ સંભાળ અને મોજશોખની વચ્ચે માણસનો ઉંડો સ્વભાવ પણ ઉંઘતો રહે છે. સામાન્ય જીવનનો સપાટ પ્રવાહ સંસારમાં મગ્ન રાખે છે અને આત્માને ઉંઘવાને લલચાવે છે પરંતુ લગભગ દરેક માણસને એવા પ્રસંગો અવશ્ય આવેછે કે જ્યારે સાંસારિક સુખના સપાટ પ્રવાહના જીવનમાં આંતરો પડેછે અને તેનો આત્મા થોડા વખતની જાગૃતિનો અનુભવ કરે છે. એકાંત માંદગીના બીછાનાની શાંતિમાં, સંસારના કંટાળામાં, તબીયતની ખરાબીમાં, ઘણીજ તંગીમાં, જ્યારે આપણે સ્મશાનમાં ઉભા હોઇએ છીએ અને મનુષ્યને મરતા જોઈએ છીએ ત્યારે દરેક મનુષ્યને પરમાત્મા એક ખરી વસ્તુ છે એમ ઘડીભર માન્યતા થાય છે અને ઘણાજ અવિચારી તથા સંસાર રક્ત થયેલા મનુષ્યને પણ જરા વાર થોભીને વિચારમાં પડી જવું પડે છે. અથવા જ્યારે કોઇ પાપી માણસ સંસારની અનિત્યતાનો ઘણે જ અસર કરે તેવો બોધ સાંભળે છે અથવા જે ઘણીજ વૈરાગ્યવાળી અને પવિત્ર જીંદગી કાઢે છે તેના સંબંધમાં આવે છે ત્યારે પોતાની બેદરકારી વિષે તેને દુઃખ ભરી લાગણી થાય છે, ઉંચા પવિત્ર જીવનના અભાવથી પોતાના તરફ ધિક્કાર છૂટે છે અને તેની સાથે પોતાનું જીવન સરખાવતા તેના મનમાથી જાગૃતિનો અવાજ ઉઠે છે પરંતુ આવા વિચારો કમભાગ્યે લાંબો વખત રહી શકતા નથી. મનુષ્યનો તે વિચારોને પોતાના મનમાં ટકાવી રાખવ ને ભાગ્યેજ ઇચ્છા પૂર્વક નિશ્ચય હોય છે. તેઓને આત્મિક ચિંતાઓથી પોતાના સાંસારિક વ્યવહારમાં હરકત થય એવી ઇચ્છા હોતી નથી. તેમના આત્માથી તેમના મોજશોખમાં

ખલલ પડે એવા આત્મિક વિચારની તેઓ દરકાર કરતા નથી. અને પછી જેવી રીતે એક સુંદર ચહેરાપર રોગ થયા પછી બેડોળ ડાઘાઓ પડી ગયા હોય તેનાપર આરસી જોતાંજ પહેલીજ નજર પડેછે ત્યારે રોગનો યોગ્ય ઉપાય નહિ થવા માટે જેમ દુઃખ થાય છે, તેમજ જયારે આત્માની બેદરકારીથી પાપનું દરદ તેની બેડોળ નિશાનીઓ બતાવે છે, અને જાગૃત થએલો આત્મા પહેલી વખત તેને જુએ છે ત્યારે મન તેને બહાર દેખાતા અટકાવવાને ઘણી દોડાદોડ કરી મુકે છે. વળી તેમ કરવાના આત્મામાં વિશ્વાસુ પ્રતિબિંબનું ખરૂં સુખ શોધવાને બદલે, ગમે તેવું દુઃખી પણ વિચારશીળ, મમહાવીરનું બતાવેલું, આત્માના પાપને દૂર કરવાનું સાધન મેળવવાને બદલે વ્યગ્ર મન ઉતાવળમાં જે ખરો માર્ગ નથી તે તરફ ધસીને સંતુષ્ટ થાય છે, અને દુનીઆના દોરંગી વિચારમાં ખોટા પ્રકાશવાળા અભિપ્રાયની સાથે મળીને પોતાની ખરી સ્થિતિથી વેગળું રહે છે. આવી રીતે ઘણા મનુષ્યોના જીવન પોતાના આત્માની ઓળખાણ વગરના ઉલટે માર્ગે ચાલેલા પ્રતીત થાય છે, જે ખરૂં સ્વરૂપ તેમનામાં છે, અને જે તેમના હૃદયમાં એક વખત જાગૃત થશે તે લાંબા કાળ સુધી ભૂલી જવાય છે. તે છતાં ઘણાં પ્રયત્નો થોડા ઘણી ફતેહવાળા પણ હોય છે. ઘણાંજ સંસારી અને બેદરકાર અંતઃકરણમાં ઘણાં ઉંડા ભાગમાં ઘણી વાર પાપને અર્ધી રીતે જાણેલું હોવાથી અને જે મૂર્છિત રહેલું પણ ભુલાએલું નહિ તેવું હોવાથી છુપી પણ અશાંતિ અને આરામ વગરના વિચારો સેવે છે. કાંઈપણ ગંભીર સુધારો કરવાને અશકત અંતઃકરણની ખાત્રીમાં માઠું ભવિષ્ય પ્રતીત થાય છે. નહિ દિધેલા કરજની પેઠે પાપનું લક્ષ રહે છે અને નહિ સારા થએલા દરદની પેઠે અંદરના ભાગમાં તે છુપી રીતે કામ કરે છે. પોતાના સ્વરૂપને જાણવાની ના કહેતા છતાં માણસ વારંવાર તેને ભૂલી જવામાં સુખથી ઘણો દૂર રહે છે. તેનો સારો વખત, આવતા ભવના અજાણ્યા લક્ષની પેઠે ઢંકાએલો રહે છે. તેના સઘળા ખુશાલીના પ્રસંગમાં સંતાપ અને અચોકસપણું જણાય છે.અને તેને જે ઘણું નજીદિકનું સુખ હોય છે તે એક ગરીબ ઉડાઉના ક્ષણિક ભભકદાર આનંદ જેવું હોય છે, તેના કામકાજ તપાસવામાં પણ તે દુઃખિત જણાય છે. અથવા એક દુખ-

તા વહાણુમાં કોઈ મૂર્છિત કંગાલ દારૂના જોસથી પોતાની મૂર્છા પાછી વાળે પણ તેથી જેમ તે આવતા ભયને દૂર કરવાને વધારે અશકત થાય છે તેમ જે મનુષ્ય પોતાના સ્વરૂપને થોડું ઘણું જાણે છે પણ સંસારના પ્રવાહમાં ઘસડાઇ જાય છે. તેની સ્થિતિ પણ તેવીજ થાય છે.

## પાપિ પ્રકૃત્તિ ધિમે ધિમે બંધાય છે.

પાપી માણસનું આત્મિક અજ્ઞાન એવી રીતે સામ્રાજય ભોગવે છે કે ઘણા ખરા મનુષ્યોમાં પાપી ટેવો અને પાપી પ્રકૃતિ ઘણી ધીમેથી દાખલ થાય છે. બીજો વિચાર બાજુએ રાખીએ તોપણ વર્ણુકમાં જે ધિમે ધિમે ફેરફાર થાય છે તે રીતમાંજ કાંઇ એવી મોહની છે કે જેથી મનુષ્ય પોતાની ભૂલો વિષે અંધારામાં રહેછે કારણકે, દરેક માણુસ એટલું તો જાણે છે કે જે સૂક્ષ્મ રીતે અને ધીમેધીમે ફેરફાર થાય છે તેથા આપણે કેવા અજ્ઞાન રહીએ છીએ. દાખલા તરીકે જો એક રૂતુમાંથી બીજી રૂતુનો ફેરફાર એકાએક થતો હોત તો આપણને હાલ રૂતુના ફેરફારની જે ખબર પડે છે તેના કરતાં વધારે સારી રીતે ધ્યાન રહી શકત પરંતુ જ્યારે આપણે મધ્ય ઉનાળામાંથી શીયાળામાં કુદી પડતા નથી અને આજનો દિવસ કાળના જેવોજ જણાયછે,તેથી,દિવસનું અજવાળું ધિમેધિમે વધેછે અને ઘટેછે તેથી તેમજ હવામાં ઠંડી રૂતુ ઘણીજ ધીમી રીતે જણાયછે તેથી આપણે ભાગ્યેજ જોઈ શકીએછીએ.કે કુદરતના ફેરફાર કયારે અને કેવીરીતે થાય છે વળી તેવીજ રીતે આપણા જીવનમાં પણ કેવો ધીમો ફેરફાર થાય છે. જો આપણે એકદમ બાળપણમાંથી યુવાન થઇ જઇએ અથવા આપણે યુવાનીમાં સૂઇને ઉઠતી વખતે આપણને ઘરડા જોઈએ તો આપણે તે ફેરફાર નોંધી રાખ્યા વગર રહી શકીએ નહિ.પણ આજે તમે કાળના જેવાજ મનુષ્ય હોવાથી અને તમારૂં જીવન ધિમે ધિમે બદલાતું હોવાથી ગંભીર ચિંતા,લાભ અને જોખમ ધિમે ધિમે તમારી પાસે એકઠા થાયછે. તેથી અને તમે છેક ચડીને પછી ઉતરતી અવસ્થામાં આવો છો, તેવા ચિન્હો ધિમે ધિમે જણાવાથી,વળી જુના મિત્રો દૂર નહિ થતાં નવા તેમાં વૃદ્ધિ કરે છે, તેથી અને જુનું સ્વરૂપ એકાએક રીતે બદલતું નથી, તેથી તમોને બહુ આશ્ચર્ય લાગતું નથી, જીવનના

ધિમા નાશનો વિચાર કરવાની તમને બહુ ફરજ પડતી નથી, અને તેનો નાશ થાય છે, ત્યાં સુધી તમે જાણે અજ્ઞાત હો તેવી રીતે સઘળી પ્રવૃતિ કરતા રહો છો.

કુદરતી જગતમાં અને આપણા પોતાના શરીરમાં આવી રીતે ધિમે ધિમે ફેરફાર થાય છે, ત્યારે શું તે ઉપરથી આપણે એમ નહિ કબુલ કરીએ કે ન ધ્યાન રહે તેવા અને ઘણા ધિમા તેને મળતાજ ફેરફારો આપણી ધાર્મિક અને નૈતિક વર્તણુંકમાં પરમાત્મા પાસે આપણા આત્માની સ્થિતિમાં થતાજ હશે. હું ખાત્રીપુર્વક કહું છું કે ખરેખર તે તેમજ છે. આત્માનો શિયાળો તેની છેક વૃદ્ધાવસ્થા અનેમૃત્યુ જેને ઘણા માણસો ધિમેધિમે પહોંચે છે અને ઘણા પહોંચી ગયા હોય છે તે છતાં તેઓ બધા છેવટ સુધી અજ્ઞાન હોય તેમ ધિમેધિમે પોતાનો ક્ષણિક વ્યવહાર વધારતાજ રહેલા હોય છે. વર્તણુંકનું બંધારણ ઘણુંજ ધિમેથી થાય છે. વિસ્તારથી અને ઉતાવળથી તેની ચુત્રાની કદી આવી શકતી નથી. દરેક પસાર થતા દિવસના બનાવો સૂક્ષ્મ સ્પર્શથી તેનું બંધારણ કરવામાં મદદ કરે છે. આપણી બાહ્ય જીંદગીના ઉપરાઉપરી ફેરફારો કાંઇને કાંઇ પાછળ મુકતા જાય છે, જો કે જાહેરમાં આવે તેવા મોટા પ્રમાણનું બંધારણ થવાને ઘણો લાંબો વખત જોઈએ છીએ. ધાર્મિક લાગણીના દરેક શ્વાસોશ્વાસ આપણા આત્મ પ્રદેશોને હલાવે છે અને ઘસડે છે પણ તેને અમુક ચોકસ દિશામાં વાળવાને ઘણો વખત લાગે છે કે જે પરથી ચાલતા પવનની પેઠે આપણે તેની અમુક ચોકસ સ્થિતી જોઇ શકીએ. જેમ આપણે દરેક એક બીજાથી જુદા પડીએ છીએ તેમ કદાચ આપણ દરેકની વર્તણુંકમાં આપણા બહારના પરાક્રમોપર આપણે કાંઇ ખાસ છાપ મારતા નથી કારણકે તે કુદરતના ધોરણમાં સમાઇ શકે છે. અધર્મ અને પાપી માણસના સંબંધમાં વખતનો ધીમો અને સ્વરૂપ બનાવનારો હાથ માણસના કુદરતી દુર્ગુણો અમુક આકારમાં બાંધે છે કે જે આકાર તેમની વર્તણુકથી તેઓ પછી જોઇ શકે છે. નીચ સ્વાર્થીપણું. કંજુસપણું, નીચપણું, કઠણુ—નિર્દયપણું અને અધર્મિપણું વિગેરે મનુષ્યમાં ગમે તેવી દુર્ગુણ વાળી વર્તણુંક જોવામાં આવે તે કદીપણ એક દિવસમાં કે થોડાજ અવાજથી અથવા મનની સહેજ કાચી બુદ્ધિથી તુરતજ તેવા પ્રકારે થવા પામી ન

હોતી તેથી ઉલટું તે ઘણા નાના પાપની શરૂઆતથી, અસંખ્યાત સૂક્ષ્મ કષાયથી, વિકારની લાગણીને હજારો વખત વશ થઈ જવાથી મોજશોખના માઠા ફળના લાંબા વખતના અજાણપણાથી, વિગેરે એવા પ્રકારના લાંબા અનુભવથી મનુષ્યનું વર્તન અમુક પ્રકારના ચોકસ ધોરણવાળું થયેલું હોય છે. સારામાંથી માઠું થવાનો ફેરફાર એકંદર રીતે બીજા જોનારાઓને પણ દિનપ્રતિદિન ઘણો ધીમો જણા યછે તેથી કરીને સંસારમાં રકત થયેલા બેદરકત કે અધર્મી માણસને જ નહી પરંતુ ખુલ્લી રીતે દુષ્ટ અને તજાએલા માણસને પણ દુર્ગુણની અસર ઘણીજ ધીમેધીમે થતી જાયછે અને અંધ. કાર પછી અંધકારમાં વૃદ્ધિ થાય છે ઘણોજ કઠણ અને નિર્લજ હરામખોર એકજ કુદકાથી હરામખોરની પદવી પામ્યો હોય તો તેનો બાળપણનો આનંદી ચહેરો અને સ્વચ્છ તેજસ્વી આંખો એક દિવસમાં ફોલ્લાવાળા દેખાવનો કે શંકાશીલ ગુસ્સાવાળો બદલી ગયો હોત. પરંતુ માણસ પ્રત્યક્ષ રીતે જુએ છે કે કદરૂપાપણાની નિશાનીઓ ચહેરા પર હમેશાં જોઈ શકાતી નથી તેવીજ રીતે આત્માને પછાત પડવામાં કેવા ઉંડા ઘા લાગે છે તે હમેશાં જાણી શકાતું નથી. મહાવીર પરમાત્માના પરિચયની શરૂઆત થાય છે કે તેના વચનોના પડઘા જ્યારે હૃદયના ઉંડા ભાગ પર પડે છે ત્યારે જ ઘણાં લાંબા વખતની થએલી પાયમાલીનું ભાન થાય છે.

## આત્માનું અજ્ઞાન પાપનો તોલ કરવાના ધ્રિમા અને નઠારા ધોરણને પણ આભારી છે.

આત્મામાં પાપની વૃદ્ધિ થવાનું બીજું જે વલણ જોવામાં આવે છે તે જેવી રીતે વર્તન ધિમે ધિમે બરાબર થાય છે તેમ પાપનો તોલ કરવાનું ધોરણ પણ તેવીજ રીતે ખરાબ કરનારૂં હોવાથી માણસને પાપી કરે છે. જેમ જેમ પાપની વૃદ્ધિ થાય છે તેમ તેમ હૃદયનું બળ ઓછું થતું જાય છે જે શકિત પાપને જુએ છે તે પાપથી આત્માને જે નુકશાન થાય છે તેની સાથે ભાગીદાર થાય છે. જ્યારે આત્માના બીજા તત્વો ઇચ્છાઓ શુદ્ધ પ્રેમ નૈતિક બળ વિગેરે અવનત સ્થિતિમાં હોય ત્યારે પાપને જોનારાવાળી શકિત કાંઈ શાંત રહેતી નથી પરંતુ તે પણ હલકા પ્રકાર-

ની થતી જાય છે. કીનારે ઉભો રહીને એક જોનાર જે પ્રવાહમાં ચાલતા વહાણની જરાપણ ગતિને જોઈ શકે છે તેને આ બાબત મળતી આવતી નથી પણ તેવોજ એક દરીયાઇ મુસાફર જે ગતિમાં પોતે ભાગ લે છે તેમાં પોતાના મિત્રોને પણ જોઇ શકતો નથી તેને બરાબર મળતી આવે છે વળી જેમ તાવ અને બીજા રોગ જે મગજને અસર કરે છે તે રોગ દરદીની ભાનવાળી શકિતને હરી લે છે તેમ પાપ એ પણ એવો રોગ છે કે નૈતિક અંતઃકરણનું નુકસાન કર્યા વગર અને નુકશાનની જાણ થાય તેવી રીતે તેની શકિતપર અસર કર્યા વગર આગળ ચાલતું નથી. ગમે તેવા નબળા અને અજ્ઞાન અંધકારવાળા અંતઃકરણને પણ પાપ તેના ઘણા સ્વરૂપમાં પહેલાં બેડોળ દેખાવ બતાવે છે. પણ તેની શક્તિથી તે ઘણી ઝડપથી પરિચિત થઇ જાય છે. પોતાની ફરજ બજાવવામાં, પોતાનો ધર્મ જાળવવામાં, મૃત્યુ, ન્યાય અને કબુલતના ખરા સત્યને સમજવામાં માણસનું અંતઃકરણ તેની ગમે તેવી કુદરતી પડતી સ્થિતિમાં કદી પણ તદ્દન અસાત હોઇ શકે નહિં, પરંતુ તેની ખરી હકીકત નહિ માનવાથી આપણે આપણા અંતઃકરણને છેતરીને પાપી થવા તત્પર હોઇએ છીએ. સત્ય નહિ માનનારાઓની ક્રિયામાં એ તદ્દન સંભવિત છે કે પાપ તરફની નાપસંદગી નહિ થવાથી ગમે તેવું ભયંકર પાપ થાય અને તેને ચેતવણી કે સૂચના આપવામાં આવે તોપણ તેના આત્માપર ઘણો ધીમો અને ઝાંખો પડઘો પણ પડી શકતો નથી. જેવી રીતે શિયાળામાં એટલી બધી ટાઢ પડે કે ટાઢ માપવાનું થરમામીટર (યંત્ર) પણ ઠરી જાય છે, અને તેથી ટાઢના વધારાનું માપ કરવાના સાધન વગરના થઇ રહેવાય છે, તેવીજ રીતે પ્રકૃતિની અવનતિ થવામાં પણ એટલે સુધી બને છે કે જ્યાં માણસની વધતી જતી ઠંડી, કઠિણતા અને સ્વાર્થીપણું પછી જાણી શકવાનું સાધનજ રહેતું નથી. જે યંત્રથી નૈતિક ફેરફારો જોઇ શકાય છે, તે પોતાની મેળે સત્વ વગરના અને ગતિ વગરના થઇ પડે છે. અને ત્યારેજ ભયંકર અજ્ઞાનપણામાં પાપી માણસનું પાપ એક છુપી વસ્તુ થઇને રહે છે. ત્યારેજ ભયંકર છુટ મેળવવામાં આવે છે, અને દરેક જાતના અંકુશ રહિત તદ્દન સ્વતંત્રપણે વર્તન રખાય છે. અંકુશ વગરની પ્રકૃતિપર આત્મા એવી સ્થિતિએ પહોંચ્યો હોય છે કે અંકુશ વગરની પ્રકૃતિ

માં તે પાપ કરી શકે છે, જાણ્યા વગર હમેશાં પાપના કરજમાં વધારો કરે છે, પોતાનીજ ઉપર વધારે ઉંડા અને ન સુધરી શકે તેવા ઘા મારે છે તે છતાં તે વખતે દુઃખ થતું નથી, અને જવાબ વગરના ગુસ્સાના દિવસની સામે વિશેષ ક્રોધ બતાવે છે. જલદી પાયમાલ કરે તેવી બાબત પણ કોઈ જાતની ચેતવણીથી એકાએક રોકી શકાતી નથી. ભયંકર નાશ પ્રત્યક્ષ હોય તેવી કોઈ પણ બાબત કે ભવિષ્યના કોઇ પણ ભયથી તે ચમકતો નથી. તેનામાં જે પ્રકાશ હતો તે અંધકાર થઇ ગયો હોય છે, અને તે અંધકાર પણ એટલો વિશેષ ફેલાએલો હોય છે કે તેમાં કાંઇ પણ જોઇ શકાતુંજ નથી.

આવી રીતે ઘણા પ્રકાર એવા છે કે જેમાં પાપ પોતાને છુપું રાખે છે, અને ખરેખર દરેક વાંચનારની સ્થિતિ મેં ઉપર જણાવી તેવી થવાનો સંભવ છે. તેના પાપ અને ભયની ખાત્રી માટે થોડાજ શબ્દ પુરતા થશે. દોષને માટે કોઈ પણ મનુષ્ય એમ બડાઈ નહિ મારી શકે કે પાપના અજાણપણામાં તેનું કોઈ પણ કામ પાપયુક્ત નથી. અથવા ગુન્હેગારનો ગુન્હો ઓછો થાય છે એમ પણ કોઇ અભિમાન કરી શકશે નહિ. જાણીતી અજ્ઞાનતા જ્યાંસુધી અપૂર્ણ સુધારાવાળી હોય છે, ત્યાંસુધી દોષને વધારે ખરાબ કરનારી હોય છે. જે મનુષ્ય જાણી જોઇને દીવો બુઝાવી દે છે, તે પોતે અંધારાથી જે ભુલવાળા પરિણામ આવે છે તેમાંથી બચવા પામતો નથી. એક છાટકો માણસ ગાંડો થઈને ગુન્હો કરે તે જાણે કુદરતી રીતે જવાબદારજ નથી એમ ગણી શકાય નહિ, અને અંતઃકરણનું અજવાળું અટકાવીને અથવા અંતઃકરણનો પ્રકાશ તદન અંધકારરૂપ થઇ જાય ત્યાં સુધી તેને પાપના દોષથી સુધારવાને બદલે પાપમાં વધારે અનુરક્ત રહેવાય તો તે એક એવો મોટો ગુન્હો છે કે જેના ઘણાજ માઠા પરીણામ નીપજે તેમાં આશ્ચર્ય નથી. જે મનુષ્ય મહાવીર પરમાત્માનું જીવન કે તેમની ભાવના જાણતો નથી અથવા જાણી શકયો નથી તે પ્રમાણિક રીતે અજ્ઞાનતાનું બ્હાનું કાઢી શકે. પરંતુ તે બધું જાણતા છતાં બેપરવાઇવાળા કઠણ અંતઃકરણથી જાણી જોઇને અજ્ઞાન રહેવું, તે પાપને ઘણીજ દુઃખી રીતે ખરાબ કરનારૂં અને તેની ભયંકર શિક્ષાને આપો આપ ભોગ થઇ પડવા જેવું છે.

આત્મિક અજ્ઞાનનો ભય પાપ કરતાં કાંઇ ઓછો નથી કારણકે

બધા દુર્ગુણોમાંથી છુપા દુર્ગુણથી છૂટા થઇ જવું સારૂં છે, બધા દુશ્મનોમાં છુપાઇ રહેલો દુશ્મન સૌથી વધારે ખરાબ છે, એક ઉંડો ખાડો હોય તેના કરતા સીધી ઉંચી ટેકરી વધારે સારી છે, વગર પીડાના મૃત્યુ કરતા સુધરી શકે તેવા દરદની મહા પીડા સારી, અને તેવીજ રીતે તમારા આત્માને ગમે તેવા પાપ અને ભય હોય તોપણ તેનાથી જાણીતા રહેવું તે વધારે સારૂં છે. આત્મિક અજ્ઞાનતાના ભયંકર દુર્ગુણો કરતાં ગમે તેવું ધાસ્તીવાળું અને ગમે તેવું દુઃખકારક આત્મિક જાણપણું વધારે સારૂં છે.

જો ખરેખર તમારી સ્થિતિ કોઈપણ આશા અને મદદ વગરની નિરાધાર હોય, જો તમારા પાપ ઉપાય વગરનાજ હોય, અને તમારો નાશ ન રોકી શકાય તેવો હોય તો સઘળી તપાસ કરવી નકામી છે, તો પછી આગળની જવાબદારી ઘાતકીપણું છે પણ દયા નથી. એક મરતા માણસની નકામા ઉપાયોથી હેરાન કરવો. એ કોઇ પણ રીતે જરૂરનું નથી. ફાંસીની શિક્ષા પામેલા ગુન્હેગારને તેને ફાંસી આપવામાં આવે ત્યાં સુધી શાંતપણે એકાંતમાં દિવસો કાઢવા આપવા જોઇએ. પરંતુ તમારા સંબંધમાં તેવું કાંઇજ નથી, કોઇ પણ માણસ પોતાની મેળે કે બીજાઓથી વિનાશી તરીકે પડતો મુકાય એવી કોઈ પણ જરૂર નથી. કોઇ પણ જીવતો આત્મા ઉપાય વગરનો હોઈ શકે જ નહિ, દુઃખ ઉત્પન્ન કરનારૂં કારણ પછી તે ગમે તેવું છુપું હોય તો પણ તે ખુલું કરવામાં તમારે જરા પણ પાછા હઠવું નહિ, અને આત્માના તે ઘા સુધારવાની ક્રિયા ગમે તેવી દુઃખકારક અને તદન નિષ્ફળ જેવી લાગતી હોય તો પણ તેનાથી ડરવું નહિ, કારણ કે તમારી ઈજા સહેલાઇથી સુધરી શકે એમ ધારી શકાય નહિ તેમજ નકામા ઉપાયોથી ઉપર ઉપરની શાંતિ શોધવી એ પણ ઓછું જરૂરનું છે, જ્યારે તે દરદના વૈદ્ય મહાવીર પરમાત્મા પોતેજ થઇને દુઃખ દૂર કરવાને તમારી સન્મુખ હાજર દેખાય છે, ત્યારે તમોએ ખરો વૈદ્ય શોધી કાઢયો છે, તો થોડા ઘણા દુઃખની દરકાર કર્યા વગર તમારૂં દરદ દૂર થાય એ તમોને કેમ નહિ ગમે? એવું કોઇ પાપકર્મનું જોર નથી કે જે મહાવીરના અંકુશમાં આવી શકે નહિ, તે મહાવીર પરમાત્મા આગલ તમારૂં આખું અંતઃકરણ ખુલ્લુ કરી દો. તમારી ખરેખરી સ્થિતિ તેમને જણાવો.

તેની પાસે તમારા દરેક છુપા દુઃખની કબુલત આપો તે હમેશાં સાંભળવાને અને સહાય કરવાને તત્પર છે. ગમે તેવી ભયંકર સ્થિતિ સુધારવાને તે સંપૂર્ણ સામર્થ્યવાન છે; જીવન અને મરણ એક સરખી રીતે તમારા આત્માને દુઃખી કરતા હોય તો છેક છેલ્લે વખતે પણ તે મહાવીરને યાદ કરો, તમારા આત્માની પરીક્ષા કરવાનું તેમને સોંપો, તેના શ્રદ્ધાળુ પ્રેમ અને મદદ ઉપર તમારૂં ગમે તેવું જીવન અર્પણ કરો અને તમારો ઉદ્ધાર ખાત્રી પૂર્વક થશેજ તે તમારામાં છુપાઈ રહેલું મહાવીરપણું ઉત્પન્ન કરશે, અને તેની મદદથી તમો ગમે તેવા શત્રુને દૂર કરી મહાવીરપણાને પામશો.

પરંતુ બીજી રીતે જો આળસ અને બેદરકારપણું વધતું રહે અને તમારો ભય જાણવાની તમો ના કહો, મહાવીર પરમાત્માની મદદ શોધો નહિ, તો પછી વિચાર કરો કે એવો વખત નહિ આવે કે જ્યારે આત્મિકજ્ઞાન લાંબો વખત મરજીની બાબત રહી શકશે નહિ ? પ્રકાશને દૂર કરવો હમણા સંભવિત છે. પરંતુ જ્યારે અજવાળું અંધારાના સ્વરૂપને ધારણ કરશે ત્યારે આપણી ઇચ્છા હશે કે નહિ તોપણ દરેક અંતઃકરણના ઉંડા ભાગમાં તેની અસર થશે અને પછી આત્માની સ્થિતિ ફક્ત મહાવીરનેજ જણાશે. આત્માને ભુલી જવાની શાંતિ શોધવી એ જો કે હમણા શકય છે, દુઃખ નહિ સહન કરવાની ઈચ્છા પણ સંભવિત છે, અને થોડો વખત પોતાની સ્થિતિના સંતોષકારક સ્વપ્નમાં પડી રહેવું એ પણ બની શકે તેવું છે પરંતુ તે શાંતિ જેટલી નાશકારક છે તેટલીજ ખોટી છે. તરતજ આખરે જાગૃત થઇને ઢીલ કરવાના ભયંકર સમયની સામે થવું પડે છે. આ દુનીયામાં કેટલીક ખેદકારક જાગૃત અવસ્થા પણ હોય છે. રાત્રિની સ્વપ્ન અવસ્થામાં ભોગવેલો આનંદ અનુભવવો, જુના દેખાવો ફરી જોવા, આપણા પ્રેમી અને ગુમ થયેલા ન ભુલાય તેવા સ્વરૂપની સામે રહેવું, જુના પરીચિત માણસને જોવા, અને લાંબા વખતથી શાંત થઈ ગયેલો સ્વર ફરી સાંભળવો, અને પછી આપણા એકાંત સ્થળમાં દુઃખની લાગણીથી સવારના અજવાળામાં જાગવું એ ઘણુંજ ખેદકારક છે એક ગરીબ ગુન્હેગાર માણસને સુખી દિવસોના વગરના, આશા અને શાંતિના જ્યારે માયાળુ મિત્રો અને સુખી ઘર તથા તેનું આબરૂવાળું અને ડાઘ વગરનું નામ હોય તેના મધુર સ્વ-

ન્નનાં અનુભવીને પછી પોતાના કેદખાનામાં જાગૃત થવું, ફાંસીની સવાર જોવી અને સ્વપ્નમાં જોએલું સઘળું હમેશા ગએલું છે એમ યાદ આવવું તથા આજેજ ફાંસીને લાકડે મરવું છે તેમ ત્રાસથી નક્કી કરવું તે કેટલું બધું ખરાબ અને દુઃખકારક છે? પરંતુ આથી પણ વધારે ભયંકર અને દુઃખકારક સ્થિતિ જે જગતના સ્વપ્નામાં કદી આવતી નથી તે આત્મિક અજ્ઞાનવાળા આત્માને જાગૃત થતાંજ જણાય છે અને જ્યારે તેને મહાવીર પરમાત્માના આલંબનથી જીંદગીના સ્વપ્નમાંથી ભય અને અધર્મની સાથે જાગૃત કરવામાં આવે છે અને તે વીર પરમાત્મા પાસે પોતાનો ન્યાય કરાવવાને તે ઉભો થાય છે ત્યારે તેને પોતાની પાયમાલ થઇ ગએલી સ્થિતિનું જ્ઞાન થાય છે અને મહાવીરને પગલે ચાલી મહાવીરપણું પ્રાપ્ત કરવા પાછળ પોતાનું અજ્ઞાન દૂર કરી બાકીનું જીવન તે ગાળે છે અંતમાં મહાવીરપણાને પામે છે.

---

નોટઃ—આ પ્રકરણમાં જ્યાં જ્યા પાપ શબ્દ વાપરેલો છે તે કર્મ શત્રુના અર્થમાં છે. લેખક.



# પ્રકરણ ૩ જું.

## મહાવીર સાથે આત્માનો લાગવગ.

પવન વાય છે અને દરેક મનુષ્ય તેનો અવાજ સાંભળે છે પણ તે કયાંથી આવે છે અને કયાં જાય છે તે કોઇ કહી શકતું નથી. તેવીજ રીતે આત્મા છે પણ તે કયાંથી આવે છે અને કયાં જાય છે તે કહી શકાતું નથી.

આપણો મહાવીર જે ફેરફાર વિષે અત્રે કથન કરે છે તે કાંઇ શરીર સંબંધી છે એમ કદી ધારવું નહિ. તોપણ કેટલેક દરજ્જે માણસના જીવનમાં એવી જાતનું પરાવર્તન થઇ જાય છે કે આશ્ચર્યકારક કલ્પના પણ ઘણી વખતે તદ્દન ખરી હોય તેવો ભાસ થાય છે. જો કે એક બુઠ્ઠા માણસને માટે બાળક થવું એ અશકય છે, ચિંતા અને જોખમદારીથી ઘેરાએલા યુવાન માણસને અથવા ઉમરમાં

વધતા જતા તરૂણને ઉતરતી જીંદગીના વખતને પકડી રાખવો એ જો કે અશકય છે તોપણ યુવાની પાછી મેળવવી કે માણુસની બાહ્ય જીંદગીમાં બાળક થવું એ નવીન આત્માના ઈતિહાસમાં કાંઇ બહુ અજાએબ ઉત્પન્ન કરે તેવું નથી. કારણુ કે આત્માના બીજા જન્મમાં તેવું પણુ પ્રત્યક્ષ બને છે. આપણે ક્ષણુભર એમ અનુમાન કરીએ કે એક માણુસ જે અહીંઆ ઘણો વૃદ્ધ છે અને ઘણો જાગૃત પણુ થએલો છે તેને જાણે કાંઇ ચમત્કારથી તેની શારીરિક જીંદગીમાં તાજું લોહી આવવા જેવું દેખાય અને વખતના જવાની સાથે તેના આકારમાં જે ભુલ ભરેલા ફેરફારો થયા હતા તે બદલીને બાળપણુની નાજુકતા અને નવીન મનોહરતામાં બદલી જાય અને અજાએબ જેવી અસરથી તે થાકેલો અને કરચલી પડેલો માણુસ એક ચકચકીત ચહેરાવાળો તરૂણુ જણુાય તોપણુ તે વખતે આવી સ્થિતિ થવા છતાં આત્માના લાગવગથી જે ફેરફાર થઇ શકે છે, તેના જેવા આશ્ચર્યકારક અને અદ્વિતીય ફેરફારો આપણી સન્મુખ આપણે જોઇ શકીએ છીએ, કારણુ કે તે કહે છે કે આત્માના લાગવગથી બાહ્ય સ્વરૂપનું નવું બંધારણુ થાય છે, એટલુંજ નહિ પણુ આંતરિક જીવન ને ફરીથી નવીનપણે ઉત્પન્ન કરવામાં આવે છે. માત્ર બાહેરની ડાકડમાળ સ્થિતિ સુધારવામાં નથી આવતી પણુ અંતરંગ જીવનને જરૂરને સ્થાયિ ફેરફાર કરવામાં આવે છે, અને એમાં તો જરા પણુ શંકાજેવુંનથીકેમાનસિકઅને નૈતિકફેરફારોશારીરિકકરતાંઘણુાજસૂક્ષ્મ અને અગત્યના છે. આત્માના આવાગમનથી મનુષ્યના જીવનમાં જે પરાવર્તન થઇ શકશે તે શારીરિક સ્વરૂપ અને દેખાવ કરતા ઘણું સંપૂર્ણ સ્થિતિવાળું થશે. માણુસની પ્રકૃતિનું ખરૂં સત્વ આત્મા છે પણુ શરીર નથી. આત્માથીજ વર્તન, વિચાર, અને નૈતિક પ્રકૃતિ અંતરંગમાં શક્તિ ધારણુ કરે છે અને જે બહાર દેખાય છે તે તો બનાવટ માત્ર છે. જીવનના શારીરિક આકારમાં હજારો ફેરફાર થાય તોપણુ તે માણુસ ખરી રીતે બદલ્યા વગરનોજ રહે છે અથવા જે થોડો ઘણો ફેરફાર જણુાય છે, તે એક નવા બાંધેલા ઘરના રહેવાશી જેવો અથવા નવી જાતના ડ્રેસ પહેરવાથી બીજારૂપમાં દેખાતા માણુસના જેવોહોય છે.જીંદગીના જલદી અનુભવથીમનની શકિતઓયુવાનીમાં ધાકી જાય છે, અને તેથી યુવાન માણુસના પોતમાં ઘરડા

માણસનો આત્મા ઢંકાએલો રહે છે, અને બીજી બાજુએ જોઇએ તો પ્રકૃતિને અનુકૂળ જરૂરની શક્તિઓનો વ્યય થયો હોય તો એક ઘરડો માણસ પણ જીવનના છેડા સુધી યુવાનીનો જુસ્સો જાળવી રાખે છે; પરંતુ બધા માણસોના સંબંધમાં આત્માની સ્થિતિ કેવા પ્રકારે રહે છે તે સમજવું જોઇએ. તેથી કરીને ઘરડામાંથી બાળકનું સ્વરૂપ પાછું મેળવવું. તે બાળકનું અંતઃકરણજ પાછું મેળવવાની સાથે સરખાવતા થોડોજ ઉલટપાલટ ફેરફાર થયો ગણાશે. અને જો કે યુવાની અને ઉપરનો આકાર કાંઈ પણ ફેરફાર વગરનો રહે છે, તોપણ માણસના આત્માના છુપા ઉંડાણમાં એ નવીન જીંદગીનો જન્મ હોય તો બાળકના જેવા અંતઃકરણ અને આત્માનું પાછું મળવું થાય છે અને ત્યારે ઘરડો માણસ નવીન જીંદગી શરૂ કરે તેના કરતાં આ ફેરફાર વધારે આશ્ચર્યકારક અને વધારે સૂક્ષ્મ છે.

મહાવીર પરમાત્માની છાયાનીચે જેઓ પસાર થયા હશે તેઓ દરેક આત્માને અંતરંગના આ ફેરફારવાળા ઇતિહાસની શરૂઆતનો સારો અનુભવ હશે. ઉપરના કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારથી માણસ પોતાના આત્મિક સ્વરૂપમાં મહાવીરપણું જોઇ શકે છે અને એ મહાવીરપણાની મદદથી પોતાનું જીવન ફરી શરૂ કરેછે ત્યારથી તે ગમે તેવો ઘરડો કે યુવાન માણસ હોય તો પણ તેનું નવું બાળપણ શરૂ થાય છે અને એજ રીતે ઘરડા અને યુવાન બાળકના સ્વરૂપને ધારણ કરે છે. મહાવીરપણાની પ્રતીતિ થતાંજ દરેક શ્રદ્ધાળુ આત્મા પોતાના દોષ, દુર્ગુણ, ઢોંગ અને ઈર્ષ્યાને દૂર મૂકીને તથા ખોટા મનુષ્યપણાની સઘળી ટેવ અને વિકારનો ત્યાગ કરીને નવા જન્મેલા બાળકની પેઠે મહાવીરના વચનનું સત્યસત્ત્વવાળું દૂધ પીવાની ઇચ્છા કરે અને તેનાથી વધવાની ચાહના રાખે તો તે વિચાર એ કાંઈ કેવળ કાલ્પનિક નથી. અથવા બીજા શબ્દોમાં કહીએ તો એક *નાના બાળકની સામાન્ય ઇચ્છાઓ અને સ્વાદ તેમના અંતઃકરણમાં ફરી જાગૃત થાય છે. કારણ કે આત્મામાં મહાવીર વિષેની આતુર શ્રદ્ધા ઉત્પન્ન થવા લાગે છે. કે તરતજ નવીન દૈવિક જીવન ધીમે ધીમે જાગૃત થતું જાય છે. બાળપણના આનંદ કરતાં વધારે ઉંડો અને ઝળહળતો આ-

*બાળકનું દૃષ્ટાંત વારંવાર એટલા માટે આપ્યું છે કે એ અવસ્થા કેવળ નિર્દોષ અને આનંદિત હોય છે. કર્ત્તા.

નંદ ઉપર તરી આવશે નવા જન્મેલા આત્માને તરતના દેખાવથી જીંદગીનો નવોજ અર્થ લાગશે. જગતપર ધીમે ધીમે વધારે મહત્ત્વવાળી આશાઓનું પરોઢીઉં થશે અને જ્યારે બાળપણુની નવાઈ જેવી નજરથી સઘળી ચીજો તાજી અને નવીન જણાતી હતી ત્યારે બહારના પદાર્થો અને બનાવો લાભના અજાણુપણામાં સુખી વખતમાં આશ્ચર્ય તરીકે જોવાતા હતા. શ્રદ્ધાળુ મનુષ્યના અંતઃકરણમાં પણ ધીમે ધીમે શાંતિ, ચિંતા રહિત વિશ્વાસ, અને સાંસારિક ફીકરમાંથી મુક્તિ જાગૃત થએલ જણાશે, કે જે સ્થિતિ એક નાનું બાળક પોતાના પિતા તરફથી સઘળી જરૂરીઆતો પુરી પડશેજ તેવા વિશ્વાસથી અનુભવે છે, તેને મળતીજ રીતે મહાવીર જેવો પિતા મળવાથી તેમાં શ્રદ્ધા રાખનાર આત્મા નિશ્ચિત થઇ શકે છે. એકજ શબ્દમાં કહીએ તો આત્માને ફરી વખતના લાગવગથી મહાવીર પરમાત્મા સાથે સંબંધ થવા દો, અને વહેલું કે મોડું તેનામાં નવીન જીવન બાળપણુના ચિન્હો દેખાવા લાગશે, બાળપણુથી દરેક આકર્ષણુ કરે તેવા ગુણોની ઉત્પત્તિ થશે, જે વધારે પવિત્ર, વધારે ઉમદા પ્રકારના અને જીવનને ઘણુંજ મહત્ત્વનું કરે તેવા થશે.

મનુષ્યના આત્મામાં ફેરફાર થવાની સાથે આવી રીતે મહાવીર પરમાત્મા દરેક આત્માને મોક્ષ માટે ફરી જીવન શરૂ કરવાને તેમના વચનોમાં જાહેર કરે છે. અને નવીન જન્મનો વિચાર જો કદાચ આશ્ચર્યકારક લાગે તો જે માણુસ મહાવીર પરમાત્માના વચનનું રહસ્ય સમજી શકે છે, તે અંતઃકરણને તેમના વચનોનું ખરૂં સિદ્ધાંતિક રહસ્ય ઘણીજ અસર કરશે, અને જો તે આત્માને તે વખતે સમ્યકત્વની ફરસના થશે તો ત્યારથી તેના નવીન જન્મની શરૂઆત થશે. એવો રીતે મહાવીર પરમાત્માના પવિત્ર વચનથી હજારો આત્મા સમ્યકત્વ પામી નવીન જીવન શરૂ કરી જીવનના અંતને પામ્યા છે, અને હજુ પણુ તેજ રીતે નવું જીવન શરૂ કરી અનાદિકાળે દુઃપ્રાપ્ય એવી મુક્તિને પ્રાપ્ત કરવા દરેક સામગ્રી સહજ મેળવી શકે છે; તમે જુઓછો કે તેમના ઉંડા રહસ્યવાળા સિદ્ધાંતો સમજવાને જે મુશ્કેલીઓ નડે છે, તે સિદ્ધાંતો મનુષ્યના અંતઃકરણમાં સ્થાપિત થઇ શકે એટલા માટે તે વીર પરમાત્માએ સાદા

વિચારો અને સરળ ઉદાહરણો આપેલા છે. ઘણુજ દબાણથી તે જગતવંદ્ય મહાવીર પરમાત્મા આત્મિક કલ્યાણના શોધક મનુષ્યની અશ્રદ્ધા દૂર કરવાને આ કુદરતી સંસારના ચોક્કસ અને તેટલાજ સત્ય સ્વરૂપવાળા જો કે મિશ્રિત ભાવવાળા જણાય તો પણ આત્મિક ફેરફારને બરાબર મળતા આવે તેવા દાખલા દલીલોથી તેના મનને ખરા માર્ગ તરફ પ્રેરે છે. પોતાની આસપાસ રહીને જાગૃત આત્મા ધ્યાનપૂર્વક શ્રવણ કરે છે, તેને સંસારની ઘણીજ પરિચિત બાબતો અને રોજ બનતાં બનાવો જોવાને તે આશા કરે છે, કે જેમાંથી આત્મા નવીન જન્મના સિદ્ધાંતમાં જે ક્રિયાઓ અને શક્તિઓના પુરાવાની અપેક્ષા રહે છે તે સરળતાથી મળી શકે છે. મહાવીર પરમાત્મા કહે છે કે તમારે ફરી જન્મ લેવો પડશે તેમાં જરા પણ શંકા જેવું નથી. પવનની પેઠે આત્મા કયાંથી આવે છે, અને કયાં જાય છે, તે માણસ કહી શકતો નથી, પણ તેની જેમ ગતિ છે તેમજ આત્માને એક ગતિમાંથી બીજી ગતિમાં જવું પડે છે.

ઉપર કહી તે મુખ્ય દલીલ સંસાર અને મોક્ષના માર્ગમાં એક સરખી મુશ્કેલીઓનો આભાસ કરાવે છે, તેથી કરીને તેને વધારે સ્પૃષ્ટ કરવાને આપણે પુનર્જન્મના સિદ્ધાંતના ચોકસ કારણો વીષે વિચાર ચલાવીશું. પુનર્જન્મના નિયમની સાથે જે મુશ્કેલીઓ સંબંધ ધરાવે છે, તેને આપણે મહાવીર પરમાત્માની ત્રણ બાબતો સાથે દૂર કરીશું. (૧) સંસારમાં મહાવીરની શ્રેષ્ટતા (૨) સર્વજ્ઞપણું અને (૩) છુપા રહસ્યવાળું તેમનું સર્વોત્તમ જીવન. આ ત્રણમાંથી છેલ્લી બાબતની સાથે મુખ્ય દલીલ ઘણોજ નીકટનો સંબંધ ધરાવે છે, પરંતુ ઉદાહરણથી બીજી બે બાબતો તેટલીજ સિદ્ધ થયેલી છે.

## મહાવીરની શ્રેષ્ટતા મનુષ્યને કેવી રીતે પ્રતીત થાય છે.

ઘણા મનુષ્યોના અંતઃકરણમાં મહાવીરમાં સંસારના નિયમથી શ્રેષ્ટપણું જણાય જે પ્રભાવિક આશ્ચર્યો તે મહાપુરૂષના જીવનમાં પ્રત્યક્ષ થાય તે નહિ માનવાથી એ બાબત તરફ ખાસ કરીને માનની લાગણી થઈ શકતી નથી. જો કે અજ્ઞાન અને ભક્તિ વગરના મનુષ્યો માટે પણ અદૃશ્ય જગત્ નવાઈ જેવું આકર્ષણ ધરાવે છે, અને અંતઃકરણને કુદરતથી શ્રેષ્ટ બનાવો વિષે પ્રતીતિ કરાવે છે,

તેમજ ઘણા સાધારણ પ્રસંગોમાં પણ અદૃશ્ય અને છુપી શકિતઓ વિષે આશ્ચર્ય ઉત્પન્ન કરે છે, તોપણ એક એવો પ્રતિપક્ષી અંતઃકરણ વાળો વર્ગ પણ છે કે જે દરેક બાબત સંસારના સામાન્ય કુદરતી કારણોથી જેટલી સમજાય તેટલીજ સરસ રીતે સમજવાની અને જાણીતી તથા પરિચિત બાબતોની સત્યતા સિવાય બીજી કોઇ પણ બાબત નહિ માનવાને દૃઢ વલણ ધરાવે છે. અજ્ઞાનતા એ ખરેખર ઠગાઈવાળી ભક્તિની માતા છે પરંતુ દરેક બાબત વિષેની શંકા એ વધારે દયાજનક છે કે **જેના માબાપ આત્માનું પુરતું જ્ઞાન છે.** ઘણાજ અંધારાવાળા જમાનામાં ધર્મનું કદાચ એવું વલણ હશે કે દરેક નહિ સમજાવેલી સત્ય બાબત અથવા કુદરતનું અસાધારણ આશ્ચય ધર્મ ગુરૂઓ પ્રત્યક્ષ રીતે તરજુમો કરીને સમજાવતા હોય. જે સમજાવવાને ભાષામાં શબ્દ નથી અને માણસમાં જે વિષેની શકિત નથી તે સમજાવવાને કેવુ ઉલટું વલણ લેવું પડતું હશે તે કહી શકાતું નથી. દરેક તોફાનમાં એક જંગલી ગરીબ માણસ ક્રોધી અવાજ સાંભળે છે અને કોઇ અસાધારણ શકિતની હાજરીથી ધ્રૂજે છે, જ્યારે સૂર્યના પ્રતિબિંબમાં થઇને રાક્ષસી છાયા પસાર થાય છે (ગ્રહણ થાય છે) અથવા આકાશની વીજળી થાય છે ત્યારે તેને કંપારી છૂટે છે. અજ્ઞાન અંતઃકરણ સ્વપ્નમાં, લાગણીમાં અને દેવની નકલ કરે તેવા સ્વરૂપની હાજરીમાં પોતાની મેળે ભય અને ધાસ્તી ઉત્પન્ન કરે છે. પરંતુ જેમ જેમ સમાજ જ્ઞાનમાં વધતી જાય છે અને ઉપર કહ્યા તેવા બનાવો જે અગાઉ કોઇ દેવતાઈ કોપરૂપ ગણાતા તેની માત્ર કુદરતના નિયમના કારણ તરીકે શોધ થાય છે ત્યારે ઘણીવાર એવું બને છે કે દેવના અસ્તિત્વનું અનુભવિકજ્ઞાન અસાધારણ શ્રેષ્ટતાની પેઠે નષ્ટ થઇ જાય છે. માણુસ જાત ન જાણી શકે તેવી કોઇ શકિત નથી અને માણુસથી કોઈ મોટો દેવતા નથી એવી માન્યતા ઘણા અશ્રદ્ધાળુ અંતઃકરણમાં જ્ઞાન થવાથી થાય છે. કુદરતના કારણો જે પોતાની આસપાસ બનતા હોય તેની નિરીક્ષા કરવાની ટેવ પડી જવાથી માણુસ બીજી શ્રેષ્ટ બાબતનો વિચાર કરવાનું તજી દે છે. દરેક બાબતને કુદરતના નિયમો લાગુ પાડવાની ટેવ પડી જવાથી એવા પ્રકારનું વલણ થઇ જાય છે કે જ્યારે દરેક કુદરતી દેખાવના બાહ્ય અને શારીરિક કારણો બતાવી શકાય છે ત્યારે તેના સંપૂર્ણ જ્ઞાતા આપણે

છીએ, એમ મનાય છે. જ્યારે વીજળીના નિયમો ( Laws of Electricity ) જણાય છે ત્યારે તેની ગર્જનામાં મહાવીર પરમાત્માનો અવાજ લાંબો વખત સુધી સંભળાતો નથી. જે શોધક શાંતપણે એસીને સૂર્ય ગ્રહણના વખત અને અંતરની ગણના કરતો હોય તેના અંધારાવાળા અજવાળામાં પરમાત્માની દિશાની છાયા પડતી નથી. દૈવિક આશ્ચર્યનો પ્રદેશ આવી રીતે પાછળ અને પાછળ મુકાતો જાય છે, પરંતુ ખોટી ભક્તિનો પ્રદેશ ધર્મ તરીકે ભાગ્યેજ જીતી શકાય છે. જંગલી લોકોના જુના દેવો હાલ લાંબા વખત થયા જંગલ, વૃક્ષ અને નદી નાળામાંથી અદૃશ્ય થઇ ગયા છે. એવા પ્રકારનો વ્હેમ હવેની કેળવાએલી દુનીઆમાં રહ્યો નથી. તે છતાં સિદ્ધ પરમાત્મા તરફની માન્યતા ગઈ નથી, અને ધર્મ સ્થાનકોમાં હવે આકર્ષણના, ગરમીના, લોહચુંબકના કે વીજળીના પ્રયોગો થતા નથી. નૈતિક દુનીઆમાં આપણે તેવુંજ વલણ રાખી શકીએ તેવી સ્થિતિ છે. નૈતિક અને આત્મિક ફેરફારો ના બાળ સ્વરૂપ આપણે જેમાં રહીએ છીએ, તેવાજ છે. વિવેક બુદ્ધિની શક્તિ કેળવણીનો લાગવગ, સૂચનાઓ, ચેતવણી, સલાહ વિગેરે પરમાત્માના ઉપદેશના નિયમથી જુદી રીતે વર્તનના ફેરફારો કરે છે, મહાવીર પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલ્યા વગર આપણે કદી સારા થઇ શકશું નહિ એમ આપણે બરાબર રીતે માનવાને તૈયાર હોઇએ, પણ આ કબુલતની સત્ય અગત્યતા આપણે ભાગ્યેજ સ્વીકારીએ છીએ, આત્મિક સુધારણાના દરેક ઉદાહરણમાં દૈવિક શક્તિની સ્થિતિની ના પાડી શકાય નહિ, પરંતુ ઘણીવાર એ બાબત વિષે અજાણુ રહેવાય છે. એક બાળક મોટું થાય છે, જ્યારે નમ્ર માયાળુ, પવિત્ર થાય છે. પણ જ્યારે આપણે એમ કહીએ છીએ કે, તેને ધાર્મિક કેળવણીનો સારો લાભ મળેલો છે, ત્યારે તે બધું આપણે પોતેજ આપેલું છે, એમ આપણને લાગે છે. એક બેદરકાર તરૂણ વિચાર શીળ અને ગંભીર મનુષ્ય તરીકે પોતાના વર્તનને સુધારે છે, અને વર્ષના જવાથી જે અસર થાય છે, તે આપણું લક્ષ ખેંચે છે. એક અધર્મી મનુષ્ય પવિત્ર અને ધર્મી થાય છે, અને ભયંકર માંદગી કે તીવ્ર કૌટુંબિક વ્યાધિ અથવા કોઇ ધર્મી મિત્રની સોબતથી આપણે ઘણી વખતે તેને ડાહ્યા અને ભલો માણસ

થએલો જોઈએ છીએ, આ પ્રમાણેની જનસમાજની માન્યતા છે, પણ તેમાં છુપી રીતે મહાવીરપણાની જે કૃતિ છે, તે તરફનો વિચાર કુદરતી રીતે ભાગ્યેજ મનુષ્યને આવી શકે છે, મહાવીરપણાની શક્તિથી આ પ્રમાણે ફેરફાર થાય છે, એમ કહેવામાં આવે, તો તે ઘણાને ગેરવ્યાજબી લાગશે, પણ આત્મા કર્મથી દબાએલો છતાં ખરા સ્વરૂપને સમજવાને શક્તિમાન થાય છે, તે મહાવીરપણું પ્રગટ થયા વગર બની શકેજ નહિ એ વાત કલ્પના શકિતની બહારની નથી. માણસના અંતઃકરણમાં છૂપી રીતે મહાવીરની શકિત અને શ્રદ્ધા કામ કરે છે, તે વિચાર ઘણી વાર નવાઇ જેવો ભેદ ભરેલો ખાસ કરીને દૈવિક શાસ્ત્રના રાજ્યમાં આપણા છુપા ન્યાયમાં આશ્ચર્યકારક લાગશે પણ આપણા સામાન્ય અનુભવથી તદન અલગ હમેશની જીંદગીની સાદી સત્યતાના અનુભવમાં તે સહજ પણ આશ્ચર્ય વગર પ્રતીત થાય છે.

આ જાતનું વલણ રહે તેમાં અને કુદરતથી પણ શ્રેષ્ટ બાબતોથી ડરતા રહેવું તેમાં ખાસ સુધારાની જરૂર છે. કારણ કે એથી આપણા વિચારવાળા વાતાવરણમાં એવા પ્રકારની ભ્રાંતિ થાય છે કે, મહાવીરમાં સાંસારિકથી કે કુદરતથી જે કાંઇ શ્રેષ્ટતા હતી, તે ધર્મ સાથે સંબંધ ધરાવતી નથી. ચર્મચક્ષુથી આ જગતમાં જે કાંઇ દેખાય છે, તેની પેલી પાર અંતરંગ ચક્ષુવડે ઘણું દૂર જોવાની આપણે જરૂર છે, અને કુદરતની ઘણીજ પરિચિત ક્રિયાઓ અને દેખાવોમાં એવી સાબીતીઓ મળશે કે તરતજ છુપા ભેદવાળી દૈવિક શકિત જે ધર્મથી જણાય છે. તે મનુષ્યને પ્રતીત થાય છે, દૈવિક શાસ્ત્રના છુપા રહસ્યના ઝાંખા પ્રદેશમાંજ નહિ પરંતુ હમેશની જીંદગીના દેખાવો અને અવાજોમાં આપણે આશ્ચર્યની દુનીઆમાંજ ચાલીએ છીએ. માત્ર માનસિક બાબતોજ નહિ પરંતુ દરેક ખીલતી કળી, દરેક ચાલતા પાંદડા, દરેક ઝળકતા સૂર્યના કીરણ અને ચળકતા ઝાકળના કણીયા, પવનની ઠંડી લહેર, વરસાદનું ઝાપટું, વહેતો ઝરો અને દરેક કુદરતની રચનામાં છુપીશકિતનું અસ્તિત્વ બતાવે છે, અને તે છુપીરીતે આપણી આસપાસ ક્રિયા કરે છે. તો પછી જે મહાવીર પરમાત્મા સર્વજ્ઞ અને સર્વત્ર છે, અને જેની શકિતનું કદિ માપ કે કલ્પના થઈ શકે તેવું નથી, તેમાં કુદરતી

આશ્ચર્ય અને શ્રેષ્ટતા હોય એ વિષે શંકા જેવું શું છે? વિજ્ઞાનશાસ્ત્ર પોતાની સઘળી ફતેહ છતાં જગત્‌ના એક નાના ભાગમાં સમાઇ શકે છે, અને કુદરતની સામાન્ય હિલચાલમાં પણ આશ્ચર્યકારક શક્તિની હયાતી છે, એમ જેને તરત કબુલ કરવાની ફરજ પડે છે તે સામાન્ય બુદ્ધિથી પણ પ્રતીત થાય તેવું છે. કારણકે, વિજ્ઞાન શાસ્ત્રના ગમે તેવા ઉંડા રહસ્યો કુદરતના નિયમિત બનાવો કરતાં કાંઇ પણ વધારે અસાધારણ બાબત ખુલી કરવાને શકિતમાન થતા નથી. કારણકે, તેનો કુદરતના નિયમ જે રીતે કામ કરે છે તેમાંજ સમાવેશ પામે છે. આકર્ષણ, વીજળી, ગરમી, અને રસાયણ વિગેરે માત્ર જુદા જુદા કુદરતના સ્વરૂપ છે, જો તેમાં કુદરત કામ કરતી ન હોય તો તેની પોતાની શકિત કાંઇજ કરી શકે નહિં. જીવન વગરનો પદાર્થ ગમે તેવી રીતે ગોઠવવામાં આવે તોપણ તે પોતાની શકિતથી કાંઇ કરી શકશે નહિં. અસાધારણ ચંચળતા અને શકિત જીવન વગરની વસ્તુમાં કદી પણ રહી શકે નહિ, તે માત્ર જીવનવાળા, વિચારવાળા પ્રાણીમાંજ વાસ કરીને રહે છે, યાંત્રિક શક્તિવાળો મનુષ્ય પોતે બનાવેલા સંચાને ગતિમાં મુકી દે છે, અને કુદરતના નિયમો જ્યાંસુધી તેને અનુકૂળ હોય છે, ત્યાંસુધી જે પદાર્થોથી તે સંચો બનેલો હોય તે કામ કરે છે. લોઢું બગડતું નથી, અને વરાળ પોતાની વિશાળ શકિત બતાવે છે, પરંતુ તે કુદરતના રહસ્યની બહારની વાત નથી. પરંતુ મહાવીર પરમાત્મા આંતરિક સંચાઓ જે નિયમથી ચલાવે છે, તે સંચાઓ માનસિક વિકાર જેવાને કે મોહરાજા જેવા ઠગારાને તે સોંપી દેતા નથી, તેના દરેક સૂક્ષ્મ ભાગની હીલચાલમાં તેનું મહાવીરપણુંજ સંપૂર્ણ સામ્રાજ્ય ભોગવે છે. અને તેથીજ મહાવીરપણાનો જે આત્મામાં અભાવ છે, અને મોહરાજા જેવા લુચ્ચાઓ રાજ્યમાં ઉથલપાથલ કરી નાખે છે, તેમને મહાવીરની અસાધારણ શ્રેષ્ટતા જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થાય તેમાં નવાઇ જેવું નથી. દરેક આત્માએ મહાવીરની પેઠે એવો નિશ્ચય કરી રાખવો જોઇએ કે મારા આત્માની જો હું દરકાર નહિ કરૂં તો બીજો શું તેને બંધનમુકત કરી શકવાનો હતો! એ બાબતમાં જરા પણ પ્રમાદ થાય તો આત્માની સ્થિતિ ઘણી કફોડી થઇ જાય છે. સૂક્ષ્મ અને નજીવી બાબતમાં પણ પોતાના જાગૃત આત્માને મહાવીરે પ્રમાદને વશ થવા

દીધો નથી; તેનો સર્વોત્તમ હેતુ અને સ્વાત્માવલંબન એક ક્ષણ વાર પણ નબળા પડતા નથી. દરેક ક્ષણે આખા જગતના નિયમોની પેઠે બંધનમુકત થવાની ક્રિયા તેનામાં ચાલુ રહે છે. અને બીજા આત્માઓ જ્યારે સાંસારિક સુખદુઃખથી ઘણા સચેત હોવા છતાં બંધાય છે ત્યારે ગમે તેવા લાલચના ને દુઃખના પ્રસંગે પણ મહાવીરનું મહાવીરપણું ચલાયમાન થયું નથી. તેમનું જ્ઞાન એટલું બધું વિશાળ હતું કે તેનો આત્મા લોકપ્રમાણ પ્રદેશમાં પ્રાણીઓપર પ્રભાવ પાડતો હતો, જ્યાં જ્યાં તે વીરપરમાત્મા વિચરતા હતા ત્યાં ત્યાંની ભૂમિ વનસ્પતિ, પ્રાણીઓ અને મનુષ્યોમાં કાંઇ નવીન પ્રકારનું સ્વર્ગીય જીવન આવતું હતું. વીરપરમાત્માના અતિશયની વાતો જે શાસ્ત્રોમાં લખેલી છે તે વિષે હાલના પાશ્ચિમાત્ય કેળવણી લીધેલા યુવકોને શ્રદ્ધા રહેતી નથી પરંતુ મહાત્માઓના પવિત્ર શ્વાસોશ્વાસ અને ઉદ્દગારોથી હવાનું વાતાવરણ એટલું બધું પવિત્ર થઇ જાય છે કે તેને લીધે જન્મ વૈરી એવા પ્રાણીઓ પણ પોતાનું જન્મ વૈર તજીને શાંતિનો અનુભવ કરે છે, દરેક પાંદડું પ્રસન્નતાથી ચાલે છે, દરેક વનસ્પતિમાં તેનો પ્રભાવ પડે છે, આકાશ તેના વિચારવાથી રમણિક થઇ જાય છે, સૂર્યમાં પણ શાંતિ જેવું લાગે છે, પવન મધુર અને સુખકારક લાગે છે અને તે વીરપરમાત્માની સર્વોત્તમ શ્રેષ્ઠતા કુદરતી પદાર્થોમાં પણ પ્રત્યક્ષ અનુભવાય છે. મહાવીર પરમાત્મા વિષે જે જે અતિશય શાસ્ત્રકારોએ કહેલા છે તેથી કદી પણ આશ્ચર્ય પામવાનું નથી પરમાત્મમય જગત્ કહેવાય છે તેનું રહસ્ય સમજવું ઘણું જરૂરનું છે. આ જગત્ આત્માથી ભરેલું છે તે દરેક જગ્યામાં પરમાત્મા પોતાના સર્વજ્ઞપણાથી સર્વત્ર છે, તે સર્વત્ર છે અને નથી એમ જે સ્યાદ્વાદ સિદ્ધાંત છે તેનો ભેદ બુદ્ધિમાનોજ સમજી શકે છે. સિદ્ધ થઇ આવેલા આત્માઓ પોતાની અવગાહના સહિત મોક્ષમાં રહે છે અને તેથી એમ કહેવાય કે તેનો આત્મા સર્વત્ર નથી પણ આત્માનો જે મુખ્ય ગુણજ્ઞાન છે તે સર્વત્ર હોવાથી તે સર્વત્ર છે એમ પણ કહી શકાય આ બધી સપ્તભંગીના ભેદમાં આપણે અત્રે ઉતરવા માગતા નથી. માત્ર કહેવાનું તાત્પર્ય એ છે કે મહાવીર પરમાત્મા જ્યારે દરેક સૂક્ષ્મ પદાર્થમાં પ્રતિબિંબ પાડી શકે છે તો તેના જેવાજ આત્માઓ કે જેઓનું સ્વરૂપ કર્મ

થી આચ્છાદિત થઇ ગયું હોય છે તેમાં તેની સ્થિતિ થઈને બીજા આત્માઓને મહાવીરપણાની કેમ પ્રતીતિ ન કરાવે ? તેમનો પવિત્ર આત્મા જ્યાં વિચરતો હોય ત્યાં તેની સર્વોત્તમ શકિત અને સુગંધની અસર કેમ ન થાય ? એક બગીચો કે જેમાં સુગંધિ પુષ્પો હોય ત્યાં જઇએ છીએ તો તે પુષ્પની સુગંધથી આસપાસની સઘળી જગ્યા સુગંધમય થઇ ગઇ હોય છે, એક રમણિકસ્થાનમાં દીપક મુકેલો હોય તો તે અંધકાર દૂર કરી આખા સ્થાનમાં પ્રકાશ પાડે છે, એક મધુર વાજીંત્ર જ્યાં મુકેલું હોય ત્યાંના આસપાસમાં તે પોતાના મધુર સ્વરથી શ્રોતાઓના મન રંજન કરે છે, સૂર્ય જ્યાં ઉગે છે ત્યાંથી અંધકાર આપો આપ નષ્ટ થઇ ધાન્ય પાકવાની વિગેરે ક્રિયા પણ સ્વાભાવિક રીતે થવા માંડે છે તો પછી જેની સુગંધમય શકિત જગતના કોઈ પણ આત્મા કરતા વધારે વિસ્તાર વાળી છે, જેનો પ્રકાશ જગતપર હમેશનું અપૂર્વ અજવાળું પાડે છે, જેની બરોબરી હજારો સૂર્ય પણ કરી શકે તેવું નથી તેવો પવિત્ર મહાવીરનો આત્મા જ્યાં વિચરતો હોય ત્યાં સર્વત્ર શ્રેષ્ટતાના પ્રતિબિંબ પડે તેમાં આશ્ચર્ય જેવું શું છે ? તે મહાવીરનો પવિત્ર સિદ્ધ સ્વરૂપી આત્મા કયા જીવોપર કેવી અસર કરે છે અને અશુદ્ધ અને અપવિત્ર નબળા આત્માઓ કેવી રીતે શુદ્ધ, પવિત્ર અને સબળ થઇ જાય છે તેનો તોલ કે કલ્પના કરવી એ ઘણું મુશ્કેલ છે, પરંતુ ગૌતમાદિ ગણધરો જેવા મહાન્ પુરૂષો કે જેઓ તે વીર પરમાત્માથી પોતાને શ્રેષ્ટ ગણી મિથ્યાભિમાનથી તેમનો પરાજય કરવા ધસ્યા હતા તેઓને દર્શન માત્રથી પોતાની સ્થિતિનું ભાન આવે અને વચન માત્રથી ક્ષણવારમાં સઘળી સ્થિતિ અને વિચાર ઉલટપાલટ થઈ જાય એ કેટલું આશ્ચર્યકારક છે તે સમજવાથી મહાવીરના જીવનની ઉચ્ચતા અને બીજાઓનું મહાવીરપણું જાગૃત કરવાની તેની સ્વાભાવિક શ્રેષ્ટતા વિષે કાંઇક કલ્પના આવી શકશે. આવા પ્રકારનું છુપું રહસ્ય જેમાં રહેલું છે તેનાથી મનુષ્યના હૃદયની ગમે તેવી કઠણ જમીન શું નરમ અને રસકસવાળી ન થઈ શકે ? અને જીવ વગરના પદાર્થો કરતા ગમે તેવા અજ્ઞાન અને પ્રમાદી મનુષ્ય શું તેની કૃપાથી સચેત અને સજ્ઞાન ન થઇ શકે ? હજારો પાપી પ્રાણીઓનો તેવી રીતે

ઉદ્ધાર થયો છે અને જેમના વચનોથી આજ પણ પાપી મનુષ્યને પોતાની સ્થિતિનું સહજ ભાન થઈ આવે છે તે વીર પરમાત્માનું માહાત્મ્ય કોણ કહી શકશે ?

## મહાવીરની સાર્વભૌમતા મનુષ્યને સંપૂર્ણ કરે છે.

મહાવીરની સાર્વભૌમતા અથવા પ્રત્યક્ષ સ્વતંત્રતા (સંપૂર્ણતા) જાગૃત થએલા આત્માઓને બીજું મુખ્ય અવલંબન છે પવન કે મનુષ્યાત્મા કયા સ્થળેથી આવે છે એ જાણવું જે મનુષ્યની શક્તિ અને જ્ઞાનની બહાર છે તે મહાવીર પરમાત્માનું જ્ઞાન સંપૂર્ણ હોવાથી અને તેનું આત્મિક સામ્રાજ્ય સાર્વભૌમપણું અનુભવે છે તેથી તેમને પ્રત્યક્ષ છે. એક ધાર્મિક આત્મા તરીકે મનુષ્યને મહાવીર સાથે જે સંબંધ છે તે મનુષ્યાત્માને આ આશ્ચર્ય કારક સંપૂર્ણ જ્ઞાનની બાબતથી કેવી કેવી કલ્પના થશે ? ધર્મ તેના દરેક શ્રેષ્ઠ સ્વરૂપ સહિત હોવા છતાં મનુષ્યમાં સંપૂર્ણપણું લાવી શકતો નથી. પવિત્ર જીવનવાળા આત્માઓ દરેક પાપથી ભરેલી જગ્યામાં હોય છે એવો નિશ્ચય નથી. પરંતુ જ્યારે થોડાક ભાગ્યવાન પ્રદેશો તેવા આત્માના અસ્તિત્વથી પવિત્ર થાય છે અને આ જગત્‌માં ન દેખાય તેવા નૈતિક અને માનસિક સૌંદર્યથી તે પ્રદેશો જ્યારે મનોહર દેખાય છે ત્યારે એવા ઘણા અનાર્ય પ્રદેશ છે કે જ્યાં તે અપૂર્વ શક્તિવાળા આત્મા વિચરતા નથી અને તેથી તે પ્રદેશ જમાનાના જમાના સુધી વેરાન જંગલની પેઠે ખાલી પડી રહે છે અથવા કાંટાવાળા છોડવાઓ ત્યાં માત્ર ઉગે છે. મનુષ્યની કોઇ પણ શક્તિ આ જાતના વિરોધનો કોઇ પણ નિયમ શોધી શકશે નહિ. પોતાની સર્વોત્તમ શક્તિઓનો આવી રીતે ઘણી પ્રજાને લાભ નથી મળતો તેના કારણો મનુષ્યની વિવેક બુદ્ધિ ચોકસપણે આપી શકે નહિ તેવીજ રીતે અમુક પ્રદેશની પેઠે અમુક વ્યક્તિઓના સંબંધમાં પણ તે મહાવીરનો લાગવગ કાંઇ ઉપયોગમાં નથી આવતો તેના કારણો સમજાવવા ઘણા મુશ્કેલ છે. સુધરવાના બહારના સાધનો એક સરખા હોવા છતાં કેટલાક આત્માઓ પોતાનું કલ્યાણ કરી શકે છે અને કેટલાક અનેક ભવ સુધી રખડે છે, તેનું રહસ્ય સમજવું મુશ્કેલ થઇ પડશે, સત્ય સિદ્ધાંતના બીજ એક અંતઃકરણમાં ઝડપથી અને

આણાદપણે ઉગી નીકળે છે, જ્યારે બીજા અંતઃકરણમાં તે બીજ વધારે વેરેલાં હોય છે, તોપણ તે ઉગી નહિ નીકળતાં અંદરજ કરમાઇ જાય છે. કેટલાક મનુષ્યોને માત્ર પ્રેમમય–દૃષ્ટિથી જે કહેવામાં આવે છે અને અજાણપણે જ્યાં લઇ જવામાં આવે છે, ત્યાં કાંઈ પણ શંકા વગર તેઓ ચાલ્યા આવે છે, જ્યારે કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેમને દરેક રીતે સમજાવવા છતાં, દરેક જાતની ખાત્રી આપવા છતાં નિશાન વગરના તીરની પેઠે તેમને માટે કરેલાં સઘળાં પ્રયત્નો નિષ્ફળ જાય છે. એક અંતઃકરણ દુઃખની ભઠ્ઠિમાંથી અને ન ટાળી શકાય તેવી પરતંત્રતામાંથી નમ્રપણે તાબે થઇને ચાલ્યું આવે છે, અને આત્મિક સ્વરૂપતાને પામે છે, જ્યારે બીજાઓ દુઃખ વગરની દિલગીરીની કોમળતા હોવા છતાં તરતજ કડણ અંતઃકરણમાં ઠરી જાય છે અને તેમના અજ્ઞાનપણામાં વિશેષ વૃદ્ધિ થતી જોવામાં આવે છે. જો કદાચ આવી જાતના ભેદ ભરેલા કારણો બાહ્ય સાધનથી ન જોઇ શકાતા હોય અને તેને અંતરંગ શક્તિની હાજરી કે ગેરહાજરી અસર કરે તેવા કારણો હોય તો તેવા પ્રકારની શક્તિ એક મનુષ્યમાં જોવામાં આવે અને બીજામાં ન આવે જોવામાં આવે તેનું કારણ આપણે કહી શકીશું ? શું મહાવીરની શક્તિનો ઝરો એવી રીતે સંકુચિત રહેતો હશે કે તેનો કીંમતી ભાગ અમુકને મળે અને બીજાઓને તે ન મળી શકે ! નબળા અને ભુલ કરનારા મનુષ્ય તરફના સંપૂર્ણ અને કારણ વગરના પ્રેમને સાંસારિક ઉપકારોના પ્રેમની સાથે આપણે સરખાવી શકીશું ? જો મનુષ્યના ફેરફારમાં કૃપાની જરૂર હોય, જો તેના વગર સ્વર્ગના દેવતાનો બોધ પણ નિષ્ફળ જતો હોય અને તેની સાથે ઘણા નબળા મનુષ્યના વચનો ગમે તેવા બેદરકાર મનુષ્યપર અસર કરતા હોય તો આપણે એવો પ્રશ્ન કરવાને નહિ લલચાઇએ કે મહાવીરની કૃપાનો વરસાદ પ્રમાણ વગર અપવિત્ર આત્માના સમાજમાં પણ એકસરખી રીતે નથી વરસતો ? સ્વાર્થીપણાનું વાતાવરણ આત્માપર ફેલાએલું રહે છે અને તેથી શ્રેષ્ઠપણાની-મહત્ત્વની યોગ્યતા રહી શકતી નથી એમ જો કહેવામાં આવે તો તેના જવાબમાં એમ કેમ નહિ કહી શકાય કે તે મહાવીરની શક્તિ એ સ્વાર્થીપણું કાઢી ઉત્તરમાંથી તેને દક્ષિણમાં કાં ન લાવે ? પાપથી મરણતોલ થઇ ગએલો અથવા જીવતાં છતાં ન

મરે તેવો મરણતોલ આત્મા જગતમાં કેમ નહિ પ્રકાશી શકે ? જેની દયાનું માપ પણ થઇ શકે નહિ તેમાં શું આટલો સંકોચ હોવાનો કેહી સંભવે છે કે ?

આવા અનેક પ્રશ્નો જેઓ મહાવીર પરમાત્માના કાર્યની સંપૂર્ણતા જોનારા છે તેમને પણ વિચારવા યોગ્ય અને અંતઃકરણની ચિંતા ઉત્પન્ન કરે તેવો જણાય તો તેમાં આશ્ચર્ય જેવું નથી. પરંતુ તેનો જવાબ ટુંકા શબ્દમાં એટલોજ આપી શકાય કે જ્યાંસુધી તમારો આત્મા જાગૃત થઇ સર્વજ્ઞપણું પ્રાપ્ત કરે ત્યાંસુધી તેમાં કાંઇપણ આશ્ચર્ય કે શંકા લાવવી નહિ. કર્મના નિયમો કે જે મહાવીરને પણ તેટલાજ લાગુ થતા હતા તેનો ઉંડો ભેદ સમજવા સમજાવવાને આપણી યોગ્યતા ન હોય તો નિરાશ કે શંકાશીલ ન થતાં પોતાની આત્મિક ઉન્નતિના માર્ગમાં આગળ વધવું, કારણકે મનુષ્ય શક્તિથી જોઇ શકાય તેના કરતાં ઘણે દૂર કર્મના નિયમો પોતાનું કામ કરે છે કે જે જોઇ શકાતા નથી છતાં તેઓ સંપૂર્ણ શક્તિવાળા અને ગણત્રીમાં ન આવે તેવા છે. પવનની સામાન્ય ગતિના નિયમો જે માણસથી જાણી શકાતા નથી તેને પરમાત્માની શક્તિના ધોરણો ન સમજાય તેમાં કાંઇ વિશેષ આશ્ચર્ય નથી. એવી રીતે પવનની ગતિ માણસ જાણી શકતો નથી તેમ આત્માની ગતિને જાણી શકતો નથી તો પછી પરમાત્માના નિયમો તે ન જાણી શકે એમાં શંકા જેવું કાંઇજ નથી. એક કલાક પછી પવનની ગતિ કેવી થશે, તે કોણ કહી શકશે ? તે કોઇ વખત સ્થિરપણે રહે છે, અને કોઇ વખત ઘણું તોફાન કરી મુકે છે, ઉનાળાના વખતમાં કોઇ વખત ખેતરમાં ઠંડી લહેર આવે છે, અથવા વંટોળીઓ થઇને પૃથ્વીપર જે હોય તે ઘસડી જાય છે. શીયાળામાં ઘણા જોરથી તે ફુંકે છે, જ્યારે બીજા પ્રદેશમાં સ્થિરતાથી પોતાનું અસ્તિત્વ પણ જણાવા દેતો નથી. ઘણા દિવસો સુધી જે પાંદડા ફરકતા પણ નથી. તેજ પાંદડાપર વસંતરૂતુમાં તે એવું જોર કરે છે, કે ટપોટપ તે સઘળા ખરી પડે છે. ત્યારે કહેવાની મતલબ એવી છે કે, આવી પ્રત્યક્ષ બાબત વિષે જ્યારે મનુષ્ય તેની હિલચાલના નિયમો જાણવાને અશક્ત છે, તો જે શક્તિ ઘણી અદ-

શ્ય છે, અને જેની પ્રત્યક્ષ અસર કંઈ પણ નથી, તેનો તોલ કરવાને કે ન્યાય કરવાને મનુષ્યનું અંતઃકરણ કેમ યોગ્યતાવાળું કહી શકાય? આત્મા અને કર્મનો સંબંધ જે અનાદિકાળનો છે, તેનું સંપૂર્ણ જ્ઞાન જેઓ કર્મથી મુકત થઇને સર્વજ્ઞપણું પામ્યા છે, તેઓનેજ હોય છે. જ્યાં સુધી એ સ્થિતિ પ્રાપ્ત નથી. થઇ ત્યાં સુધી મહાવીર પરમાત્મા જે આત્માને કર્મથી મુકત કરવામાં ઘણું સરળ નિમિત્ત છે, તેના આલંબનથી કર્મ મુકત થવાના દરેક પ્રયત્ન કરવા કે તે પ્રયત્નમાં જેમ જેમ ક્ષયોપશમ થતો જશે તેમ તેમ ખરૂં રહસ્ય સમજાતું જશે પવનની લહેરથી ઘાસ ચાલે છે અથવા ઝરો વિવિધ રીતે ઉછાળા મારે છે, તેનું કારણ શોધી કાઢવું એ જ્યારે મનુષ્યની બુદ્ધિ મર્યાદા બહારની વાત છે, ત્યારે જે શકિત અનંતકાળથી અદ્રશ્ય પણે દરેક આત્માપર પોતાનું કામ કરે છે તેની હિલચાલ સમજવી મુશ્કેલ પડે એમાં આશ્ચર્ય જેવું કશું નથી. તે મહાન્ શકિત કર્મનું પ્રમાણ સંપૂર્ણ રીતે જાણવાને અને દરેક શંકા દૂર કરવાને મનુષ્ય અંતઃકરણ તેવીજ અનંત શકિતવાળું કરવાની અગત્ય છે, અને બરોબર જ્યાં સુધી તેનો અંત આપણે પામી શકીએ નહિ ત્યાં સુધી મહાવીરની પેઠે આપણે આપણા સાહસમાં મક્કમપણે આગળ વધવું જોઇએ.

પરંતુ આપણે જો આપણાજ વિચારમાં આગળ વધીએ તો પરમાત્માની જે સંપૂર્ણતા આપણે કળી શકતા નથી તે ઘણી રીતે પ્રત્યક્ષ પણ જણાય છે. અને તેના નિયમો આપણને જોકે જણાતા નથી તોપણ તે બરાબર અને ન બદલે તેવા કાયદાવાળા છે એમ પ્રતીત થાય છે દરેક કુદરતી પદાર્થમાં પણ તેવું છે આત્માના સંબંધ પણ તેમજ છે કે જેનું તે પ્રતિબિંબ છે પવનની ગતિ વિષેની કલ્પના યોગ્યતા અને અનિયમિતપણુ એ માત્ર બહારથી તેમ દેખાય છે પરંતુ પવન કદી પણ જેમ આવે તેમ નિયમ વગર ચાલતો નથી તેની અંત વગરની અસ્થિરતા, તેના ન અટકે એવા અને ન જાણી શકાય એવા ફેરફારો પદાર્થના નિયમથીજ થાય છે અને જેમ સર્વ ગ્રહો, ચંદ્ર, સૂર્ય વિગેરે અમુક ધોરણથી ફરે છે તેમ પવનના સંબંધમાં પણ અમુક ખાસ ધોરણ છે. જોકે વિજ્ઞાનશાસ્ત્રે પવનના અને તોફાનના નિયમો શોધી કાઢવાને ઘણો થોડો અભ્યાસ વધારે-

લો છે અને કદાચ તે વિષે માણસનું જ્ઞાન હમેશાં અપૂર્ણ રહે તેવો સંભવ છે તોપણ તે અજ્ઞાનતા અને અપૂર્ણતા કુદરતમાં નથી પણ આપણા પોતામાં છે એમ કબુલ કરવું જોઇએ. આપણી શક્તિની અમુક મર્યાદા હોવાથીજ **અસ્થિર** એવા પવનની દરેક ગતિ દરેક બદલાતા વાદળાના આકારો, આકાશના ફેરફારો વિગેરે બાબતોના કારણો જેટલી સહેલાઈથી એક પથ્થર જમીનપર શામાટે પડેછે તેના કારણો આપી શકીએ તેટલી સહેલાઈથી આપી શકતા નથી. આજ પ્રમાણે મહાવીર પરમાત્મા મનુષ્ય સાથેના પોતાના ઘણા છુપા કાર્યમાં કદી કારણ વગર પ્રેરણા કરતા નથી. આપણને જેના નિયમો જણાતા નથી તે સઘળું તેને નિયમિત જણાય છે. જગત્‌ની જે વિચિત્રતા અપવિત્ર હૃદયથી કંટાળા ભરેલી લાગે છે તે મહાવીરના અંતઃકરણને આખું જગત્ શ્રેષ્ટતા અને ડહાપણથી પ્રકાશી રહેલું જણાય છે, અને જે સઘળું મનુષ્યની આંખને અંધારાવાળું, ન સમજી શકાય તેવું, અને કલ્પનિક લાગે છે તે આપણે ખાત્રીથી માનવું જોઈએ કે આપણા નબળા અંતઃકરણ તે સમજવાને શક્તિમાન નથી તેથી લાગે છે. એવો વખત હતો કે જ્યારે માણસ પૃથ્વીને ઘણીજ નાની માનતા હતા પણ અમેરીકા ખંડની શોધ પછી પૃથ્વી ઘણીજ વિશાળ હશે એમ દરેક વિચારશીલ મનુષ્યને પ્રતીત થયું. તેવીજ રીતે કદાચ એવો વખત આવે કે જે ઘણી વસ્તુના ભેદ જણાતા નથી તેનાપર પ્રકાશ પડશે, અને આકર્ષણના નિયમની શોધની પેઠે મનુષ્યની શક્તિ વધીને જેમ જેમ ક્ષયોપશમ થતો જશે તેમ તેમ પદાર્થનું યથાર્થ સ્વરૂપ તે સંપૂર્ણ રીતે સમજી શકશે; પરંતુ જ્યાં સુધી કુદરતના, કર્મના અને પરમાત્મની સંપૂર્ણતા અને સાવભોમના સમજવાની શક્તિ નથી ત્યાં સુધી જેમા મનુષ્યની શક્તિ ઘણી નબળી અને અજ્ઞાનરૂપ છે, એમ સાંસારિક પદાર્થોના અનુભવથી ખાત્રી છે, તેવી બાબતોમાં ટીકા નહિ કરતાં, શંકાશીલ નહિ થતાં પ્રશ્ન નહિ કરતાં શ્રદ્ધાળુ થવું એ સંપૂર્ણ અને શ્રેષ્ઠ થવાનો માર્ગ છે.

## મહાવીરનું ભેદીજીવન મનુષ્યને જાગૃત કરે છે.

મનુષ્ય જીવનની નવીન જાગૃતિની સત્યતા મહાવીરના છુપા અને ન જાણી શકાય તેવા જીવનને આભારી છે. આ દલીલ સિદ્ધ કરવાને જરા મુશ્કેલી પડશે તો પણ ભેદી જીવનના ભેદ ભરેલા રહ-

સ્યની કેટલીક વિગતમાં આપણે જરા ઉંડા ઉતરીશું. જોકે આત્મામાં હમેશાં ઘણા સૂક્ષ્મ ફેરફાર થાય છે, તોપણ તેમાં એવી જાતના ફેરફાર છે કે જેને માટે સીધી રીતે આપણું અંતઃકરણ પ્રતીત થઈ શકે નહિ, કે તાત્કાલિક પુરાવા આપી શકે નહિ. આપણા આત્માના છેક છુપા ઉંડાણમાં પરમાત્માનું શક્તિવાળું જીવન શું કાર્ય કરે છે તે આપણે જાણી શકતા નથી. તેમજ તેના જીવનની અસર જે આપણને છુપી રીતે થાય છે, તેને માટે કોઈ પણ બાહ્ય ચિન્હ થતા નથી, ચહેરાપર તેની કાંઈપણ મહત્ત્વતા જણાતી નથી, અથવા એવો કોઇ પણ પ્રકાશ તેની ખાત્રી આપતો નથી. ન દેખાય તેવી રીતે તેની અસર થાય છે, અને તેવીજ રીતે તે આપણાથી દૂર પણ રહે છે. આપણા આત્મિક ઈતિહાસની સઘળી દિશાઓ આપણાથી અજ્ઞાત રહે છે, અને હૃદયમાં અસાધારણ બનાવ બને છે, ત્યારેજ આપણને તેની પ્રતીતિ થાય છે. અને જે ફેરફાર બુદ્ધિ કે લાગણીથી તદ્દન ખાત્રી વગરના રહે છે, તે પહેલાં તો અસંભવિત જેવા જણાય છે, અને જ્યારે એમ કહેવાય કે દરેક મનુષ્ય નવીન જીવન શરૂ કરે છે ત્યારે પ્રથમ કદાચ આશ્ચર્ય પણ લાગશે, મનુષ્યના સાંસારિક ઈતિહાસમાં બાહ્ય દેખાવ અને હીલચાલથી, બહારનો ભપકો અને સંયોગથી આપણે અસાધારણ બનાવો વિષે જાણીએ છીએ, અને આપણે ભાગ્યેજ એવો વિચાર લાવી શકીએ કે બાહ્ય મહત્ત્વતા ખરી અગત્યતાથી તદ્દન જુદીજ પાડી શકાય. જ્યારે સાંસારિક ખજાનાનો કે મહાન્પદનો વારસ જન્મે છે, ત્યારે તે નમાળા બાળકનું પહેલું રડવું જગત્ની ખુશાલીની નિશાનીરૂપ થઈ પડે છે, અને હજારો અજાણ્યા માણસો તે ખુશાલીના બનાવનો ફેલાવો કરી મુકે છે. જ્યારે ચોક્કસ લડાઈથી કોઇ મોટા વાંધા ભરેલા કજીઆનો અંત આવે છે કે જેમાં પ્રજાનો લાભ સમાએલો હોય છે, તેની જીતની ખુશાલી ભરી બૂમ માત્ર રણક્ષેત્રમાંજ પુરી થતી નથી, પણ જ્યાંસુધી એક દેશમાંથી બીજે દેશ આનંદની નિશાનીઓ બતાવાય, દરેક ઊંચી જગ્યાએ વાવટાઓ ફરકાવવામાં આવે, અને તે બનાવનો જેટલો બને તેટલો ફેલાવો થાય નહિ ત્યાંસુધી તે જીતની હકીકત શાંત થતી નથી. ત્યારે કહેવાને કેટલું બધું આશ્ચર્ય લાગે છે કે મનુષ્યના ઇતિહાસમાં ઘણાજ શ્રેષ્ઠ ફેરફાર છુપી રીતે અને શાંતપણે થાય, પરમા-

ત્માના વારસ તરીકે આત્મા પરમાત્મપણે-વારસ થઇ નવો જન્મ ધારણ કરે કે જેની પાસે જગત્ના મનુષ્યનો જન્મ ઘણો ફીકો દેખાય છે તે બનાવ કોઇની પણ જાણ વગર પસાર થઇ જાય છે. જે લડાઇમાં એક અંધકારની અને એક ચીજવાળાની સત્તા સામસામી રોકાએલી છે, અને જેના પરિણામનું પ્રમાણ વખત પણ કરી શકતો નથી, તેનો કોઇ ઘણાજ શુભ વખતે ચોક્કસ રીતે અંત આવે છે. (મોક્ષ થાય છે) અને તોપણ તે ઘણાજ દઢ છુપા ભેદમાં ફતેહના એક પણ શબ્દ કે એક પણ નિશાની વગર આત્મા કર્મની સામે જીત મેળવી જાય છે.

વળી આપણે આ બાબતમાં એક સાદી દલીલથી વિચાર કરીએ. આપણે શીખી ગયા છીએ કે જે સંબંધથી અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે, તે સંબંધ દેખાવ અને ખરાપણાનો, બાહ્ય મહત્ત્વતા અને ખરી અગત્યતા વચ્ચેનો હોવા છતાં તદ્દન ભુલ ભરેલો છે. તેની સાબીતી માટે દૃશ્યતા અને મહત્ત્વતા, શક્તિ અને દેખાવ ન જુદા થઇ શકે તેવા છે. આપણે ઘણા મળતા દેખાવો જોયા છે કે જે આ જગત્માં હમેશાં એક સરખી રીતે બને છે. કુદરતમાં એવો પ્રશ્ન કરી શકાશે નહિ કે મહાન્ શક્તિ અને તેના કાર્યો હમેશાં અદૃશ્યજ રહે છે. તેમની અસરની હયાતી જણાય છે અને તેમના કામની પદ્ધતિ માત્ર અજ્ઞાન અને ન જોઇ શકાય તેવી રહે છે. તેથી કરીને જે આપણે જોઇએ તેજ માનવું. જે બુદ્ધિથી ગ્રહણ ન કરી શકે તે સઘળાની હયાતી નહિ સ્વીકારવી તે ધોરણ વિજ્ઞાન શાસ્ત્રને તેમજ ધર્મને નાશકારક છે. જ્યારે લોહચુંબક લોખંડનું આકર્ષણ કરે છે. જ્યારે ધ્રુવના તારાપર જ્યોતિષ ચક્ર ફરે છે ત્યારે લોહચુંબકથી જે આકર્ષણ થાય છે તેની આશ્ચર્યકારક શક્તિ કોણ જોઇ શકે છે? એક પદાર્થ બીજા પદાર્થને ખેંચે છે તેમાં જે સંબંધની દોરી રહેલી છે, તે કંઇ આંખ જોઇ શકશે? સૂર્ય અને ચંદ્ર અનેક દુનીઆના પ્રદેશ પર જે ગતિ કરી રહ્યા છે, તેના ભેદ ભરેલા નિયમો અને એક દૂરના પ્રદેશમાં બનતા બનાવોની કોને ખબર પડી શકે છે? આકર્ષણ ચક્રને કયા તીક્ષ્ણ ચશ્માથી જોઇ શકાય છે? કુદરત આ પ્રમાણે જે પ્રબળ ક્રિયાઓ કરે છે, તેમાંથી પદાર્થની પોતાની શક્તિની પ્રતીતિ થાય છે, તેવીજ રીતે આત્માની ન દેખાય તેવી ગતિ અને શક્તિ માટે કોઇ

પણ ઉદાહરણ આપવાની જરૂર નથી. જેમ કોઈ શાંત ઋતુમાં કુદરતનું સ્વરૂપ તમે જુઓ છો તેમ ગ્રીષ્મઋતુની બપોરે અથવા ઝાંખા ઝળઝળીઆના વખતે દરેક પ્રદેશમાં શાંતિ હોય છે, દરેક વૃક્ષ શાંત અને સ્થિર સ્થિતિમાં રહે છે. દરેક ઝરો કાંઇ પણ અવાજ વગર વહે છે, દરેક છોડવો, દરેક પુષ્પ અને દરેક પાંદડું જાણે શાંતિમાં ગ્રસ્ત થઇ ગયું હોય તેમ દેખાય છે; પરંતુ વળી તમે કદાચ કોઈ અદૃશ્ય શક્તિની ફરમાશથી તે દેખાવ ઉપર ફેરફાર થતો જોશો. કોઈ સ્થળેથી તમારા કાનપર મધુર સ્વર પડશે, પાંદડાઓ ચાલતા અને ખડખડાટ અવાજ કરતા સંભળાશે. વૃક્ષો વળી જતા અને ચાલતા થઈ જશે, ઝરો જોરથી પ્રવાહમાં વહેતો અને અવાજ કરતો જણાશે, અને દરેક સ્થળે જે જે ફેરફારો થવા માંડે છે, તે પરથી એમ જણાય છે કે કોઈ નવીન કુદરતી શક્તિ નજીકમાં કામે લાગેલી છે. કુદરતના આ ફેરફારો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, પરંતુ તેમાં તેવા ફેરફારો શાથી થાય છે, તે આપણે જોઈ શકીએ છીએ? આ ઉપરથી સમજાશે કે કુદરતના નિયમોને માણસ જાણવાને અસમર્થ છે તો પછી કુદરત જેને તાબે છે અને જેના સૂક્ષ્મ ભાવોનું જેમનામાં પ્રતિબિંબ પડે છે, તે મહાવીર પરમાત્માના છૂપા જીવનના કાર્યો કોણ જાણી શકે? તે કેવી રીતે કર્મથી મુક્ત થાય છે, અને બીજાને કર્મથી મુક્ત કરે છે, તે કોઈ જાણી કે વર્ણન કરી શકશે? રોહીણીયા ચોર જેવાનો કે જમાલી જેવા નિન્હવ જન્મ શત્રુનો તેની કઇ શક્તિએ અંધકાર દૂર કર્યો તે કહેવું મુશ્કેલ છે. માણસ મહાવીર ન થાય ત્યાંસુધી મહાવીરના ભેદને પામી શકશે નહિ, તે માત્ર તેના કામોની અસર જોશે પણ તેની અંતરંગ ક્રિયા જોઇ શકાશે નહિ. આત્મા ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે. જાય છે તે તમે જાણતા નથી પરંતુ તે સઘળું જાણે છે અને તમારા ઉદ્ધારમાં જરૂર પડે ત્યારે તેવા ચરિત્રો તે કહી સંભળાવે છે. તમારે તેના મહાવીરપણામાં શ્રદ્ધા રાખવી જોઇએ અને મહાવીર થવા પ્રયત્નવાન થવું જોઇએ.

જેઓ જાગૃત આત્મા હોય છે તેમને માટે પણ તેવુંજ બને છે કુદરતના રહસ્યનો જેમ પાર પામી શકાતો નથી તેમજ જાગૃત આત્માની છુપી ક્રિયાઓ જાણી શકાતી નથી પણ જેવી સ્થિતિ એકના

(કુદરતના) સંબંધમાં છે તેવીજ સ્થિતિ બીજા (આત્મા) ના સંબંધમાં છે જો કે તેની ક્રિયાઓ અદૃશ્ય છે તો પણ તેની અસર પ્રત્યક્ષ છે. મહાવીર અને મનુષ્ય આત્મા વચ્ચેનું છુપું આકર્ષણ તમારાથી જોઇ શકાશે નહિ પરંતુ જેમ લોહચુંબક એક સૂઇને ખેંચે છે તેની પેઠે કોઇ પાપી આત્મા પોતાના સાંસારિક અને સ્વાર્થી અજાણપણામાં કોઇ અદ્રશ્ય શક્તિના સ્પર્શથી પોતાની મેળે જાગૃત થવા માંડે સંસાર અને સ્વાર્થમાંથી પાછો હઠે અને પરમાત્મા પ્રત્યેની ભક્તિ અને પ્રેમ તરફ તે ખેંચાય તો તે સ્થિતિ તમે ભાગ્યેજ નહિ જોઇ શકો. આકાશમાંથી આવતી પવનની લહેર કે, પાપી આત્માપર મહાવીરની ક્રિયા તમે નહિ જોઇ શકો પણ જો તમે વારંવાર તમારા સોબતીના માનસિક ફેરફારો તપાસશો તો ગમે તેવા બેદરકાર માણસના જીવનમાં થોડા અથવા વધારે પ્રમાણમાં ફેરફાર થતો તમે જોઇ શકશો અને છુપી તથા અદૃશ્ય ક્રિયાની પ્રત્યક્ષ સાક્ષી તમને મળી શકશે. જ્યારે દુઃખથી અંતઃકરણ નરમ થઇ ગયું હોય, જ્યારે એકાંત વાસથી આત્મા ગંભીર વિચારવંત બનેલો હોય, જ્યારે વર્તન કુદરતી રીતે આનંદી, શાંત અને લાગણીવાળું થએલું હોય, જ્યારે બાળપણથીજ બાહ્ય સંયોગો પવિત્રતામાં વૃદ્ધિ કરે તેવા હોય, ત્યારે મહાવીરનું જીવન તેમના શ્વાસોશ્વાસમાં પ્રવેશ કરે છે, અને જાણે તેના માનસિક વાતાવરણમાં અજાણી હીલચાલ થતી હોય, અંતઃકરણમાં પવિત્રતાના બીજ ઉંડા રોપાતા હોય. અને જીંદગીમાં તે પવિત્રતાના ફળોફાળી નીકળવાના કારણરૂપ થતા હોય તેમ સઘળી શ્રેષ્ટ ક્રિયાઓ થવા માંડે છે. કેટલીક વખતે શીયાળાના જોસવાળા પવનની પેઠે તોફાન અને ભયમાં પણ જાગૃતિ થઇ આવે છે. જ્યારે અંતઃકરણ પાપથી કઠણ અને કઠોર થઇ ગયું હોય અને ગંભીર લાગણીઓના લાંબા વખતના અંકુશથી હૃદય આતુર અને શાંત થઇ ગયું હોય, આવા અને તેના મળતા ઉદાહરણમાં આત્માની પવિત્ર જાગૃતિ ભય અને ધાસ્તિથી આવતી હોય. એમ દેખાય છે, તેનો ધ્રુજતો આત્મા પાપ મૃત્યુ ન્યાય અને શિક્ષા જે મળે તેની દરકાર કર્યો વગર બહાર ધસી આવે છે, અને પછી જાણે તેનું અંતરંગ જગત્ મધ્યબિંદુથી ખસીને ડોલા ખાતું હોય, અને દુઃખની ચીસોમાં તથા પશ્ચાતાપની મર્યાદામાં એક વખત

આશાથી જાગૃત થતો અને બીજી વખત નિરાશામાં ડુબી જતો તેનો આત્મા સ્પષ્ટ સાક્ષી આપે છે કે, તેના અંતઃકરણનો પવન કેવી ભયંકર રીતે અંદર પ્રવૃત્તિ કરી રહ્યા છે. પરંતુ તેની શાંત કે, કઠોર જાગૃતિમાં મહાવીર પરમાત્મા જે ક્રિયા કરે છે, તે કદી જોઈ શકાય તેવી હોતી નથી. માત્ર તેની અસરથી એટલે સાધુજીવનની સુગંધ અને સૌંદર્યથી તેની સભ્યતા, નમ્રતા, આત્મનિંદા અને ક્ષમા જાણી શકાય છે. અથવા ખરાબ વિકાર ને જડમૂળથી ઉખેડી નાખવાથી, પાપી ટેવ અને વ્યસનનો ત્યાગ કરાવવાથી પવિત્રતાની મુશ્કેલીઓ દૂર કરવાથી ઉદાસીનપણાથી, પશ્ચાતાપથી, આત્માની ભક્તિ ભાવનાથી, આ બધા કારણોથી તેની બહારની અસર મહાવીર પરમાત્માની છુપી હયાતી અને છુપી ક્રિયા જાણી શકાય છે.

## દરેક જાગૃત આત્મા મહાવીરપણાને પામે છે.

ઉપર જે વિવેચન આપેલું છે તે ઉપરથી દૃષ્ટાંત દલીલોથી એવો સિદ્ધાંત નકી થઇ શકે છે કે દરેક જાગૃત અને પશ્ચાત્તાપવાળા આત્માપર મહાવીરની છુપી ક્રિયા થયા કરે છે. આ સિદ્ધાંત ઘણા અનુભવવાળા પાઠોથી સમજી શકાય તેવો છે. જો મહાવીરપણું આપણે જોયું છે તે પ્રમાણે કુદરતથી શ્રેષ્ટતાવાળું હોય, સામાન્ય સાધન કરતા તે ઘણુંજ ઉચા પ્રકારનું સાધન હોય અને તેના વગર સાધારણ ઉપાયો અસર વગરના રહેતા હોય તો પછી વિચાર કરો કે મહાવીરપણું મેળવવાની કેટલી અગત્યતાવાળી જરૂરીઆત છે! જો તે મહાવીરપણું ન હોય તો માણસના ઘણા કામમાં કેટલો બધો અટકાવ થઇ જશે? જો પવન પુંકતો બંધ થાય તો કેટલાક કાર્યમાં માણસના સઘળા ઉદ્યોગ અને કળા કેટલી બધી નકામી થઇ જાય છે, તેનો વિચાર કરો. પવન અટકી જાય તો સમુદ્ર અને નદીની ગતિ બંધ થઇ જાય, વહાણના સઢ સ્થિર થઇ જાય, અને સમુદ્રપર ચાલતા દરેક વહાણ હમેશને માટે ચાલતા બંધ થઈ જાય. તેમજ જાગૃત જીવન વગર વિકારને વશ થએલા મનુષ્યની શારીરિક શક્તિઓ નબળી પડી જશે, બોજાવાળી અને પ્રમાદી થતા આખરે ઉન્નતિને માટે નાલાયક થઈ જશે. આ રીતે હજાર રસ્તે માણસની ચાલાકી નિષ્ફળ જશે, અને ઉપાયોની શોધ કરવામાં તેની ઉંડી આતુરતા

અને તે ઉપાયોને કામે લગાડવાની તેની ખંત કાંઇ પણ સારૂં પરીણામ લાવવામાં નિષ્ફળ જશે કારણકે, આત્મિકહિત, વગરની સઘળી મહેનત ક્ષણિક લાભને માટે હોય છે જે થોડાજ વખતમાં નષ્ટ થઈ જાય છે.

મહાવીર પરમાત્માની કૃપાની બેદરકારવાળા સઘળા મનુષ્ય પ્રયત્નો માનસિક દુનીઆમાં તદન નિષ્ફળ જશે જેમ કઠણ અને વેરાન જમીનપર બીજનું રોપવું નિષ્ફળ જાય છે તેમ આપણું વાંચવું અને શીખવું, આપણી ક્રિયા અને ધ્યાન જો મહાવીરની ગુપ્ત કૃપા વગરના હશે તો નકામા જશે. પવન વગરના આકાશમાં જેમ વહાણના સઢ પસારેલા નકામા રહે છે, તેમ આત્મિક લાગવગના આપણા પ્રયત્નોમાં મહાવીરપણું નહિ હોય તો કર્મથી મુક્ત થઈ મહાવીર થવું મુશ્કેલ થઇ પડશે. તેથી મહાવીરપણાને માટે હમેશાં દૃઢ ભાવનાથી ભક્તિ કરો. સારા થવાના અને સારૂં કરવાના તમારા દરેક પ્રયત્નોમાં મહાવીરની સહાયતા શોધી લેજો. તેના વગર ફતેહ માટે નિરાશ થવું પડશે. માટે જ્યાંસુધી મહાવીરપણું પ્રાપ્ત ન થાય ત્યાં સુધી શાંત થશો નહિ. વહાણના ખારવાના બોલાવવાથી કાંઇ પવન આવી શકતો નથી પણ જગત્‌ની કુદરતે જે નિયમો નક્કી કર્યા છે તેથી તે તેના ખરાપણામાં હાજર રહે છે. શ્રદ્ધાળુ અને જાગૃત મનુષ્યમાં એવી શક્તિ છે કે જેથી કરીને જ્યારે જરૂર પડે ત્યારે મહાવીરની મદદ મેળવી શકે જે મનુષ્યની મુસાફરી અટકી હોય અને ઢીલથી જેને ઘણું નુકસાન થતું હોય તે જોઈએ તે દિશાના પવનને માટે પ્રાર્થના અને આજીજી કરે છે અને તે છતાં દિવસો અને અઠવાડીયાં વીતિ જાય છે અને કાંઈ જવાબ મળતો નથી. કઠણ જમીન ને પાણીની જરૂર હોય અને જ્યારે પોતાની આંખો આગળ સઘળી મહેનત નકામી જતી હોય ત્યારે વરસાદના ઝાપટા માટે ખેડુત ઘણી ભક્તિ અને કાલાવાલા કરે તોપણ આકાશમાં કાંઇ પણ હીલચાલ થતી નથી. બહારની બાબતોમાં આ પ્રમાણે બને છે પણ આત્મિક જાગૃતિમાં તેથી ઉલટું છે. જ્યારે તમે ચાહો ત્યારે મહાવીરને તમારા અંતઃકરણમાં લાવી શકો છો. તમારી જાગૃતિની ઇચ્છા મહાવીરપણાથી તરત પુરી થઈ શકે છે, માટે આપણે આપણી ઉન્નતિમાં જરા પણ પ્રમાદ કરવો જોઈએ નહિ. પવિત્રતાના ફળો સ્વ-

ર્ગીય લાગવગથી જેમ બને તેમ જલદીથી મેળવવા જોઇએ. કાંઇ પણ શંકા વગર મહાવીરમાં શ્રદ્ધાવાન થઇ જે પ્રશ્ન ઉદ્ભવે તેનો જવાબ મેળવવો જોઈએ. મહાવીરની ભકિતથી તમારી સાંસારિક ઇચ્છાઓ કદી પરિપૂર્ણ નહિ થાય; પરંતુ તમારૂં આત્મિક શ્રેય તો અવશ્ય થયા વગર રહેશે નહિ. દરેક અચાનક પ્રસંગમાં અને દરેક જાગૃતિના કાર્ય તથા પ્રયત્નમાં મહાવીરપણા માટે તીવ્ર પ્રાર્થના કરજો. જેના વગર તમારાથી કંઇજ થઇ શકશે નહિ અને જેની તમોને કાંઇ પણ અશકય જેવું જણાશે નહિ.

ઉપરના સિદ્ધાંતથી મહાવીરની ભક્તિની આવશ્યકતા જણાય છે તેમ પ્રયત્ન કરવાના ઉત્સાહ માટે તેની ઓછી સૂચના નથી. કારણકે જ્યારે આપણી કુદરતી શક્તિ તેની મર્યાદા સુધી પહોંચી જાય છે ત્યારે આપણા ઉત્સાહનો આધાર મહાવીર છે. તેની આંતરિક મદદની શક્તિથી કોઇ પણ મનુષ્યને આત્મિક સુધારણામાં નિરાશ થવું પડશે નહિ. તેના અનંત માર્ગ આપણા હાથમાં આવવા પછી ગમે તેવી પવિત્રતા મેળવવી આપણી મર્યાદાથી દૂર નથી. માત્ર માનુષિક નિશ્ચયના બળથી આત્મિક સુધારણા કરવાના પ્રયત્નો સફળ થતા નથી. પરંતુ **પશ્ચાતાપ કરીને** મહાવીરની શક્તિવાળો પ્રયત્ન ગુમાવેલી પવિત્રતા અને સુખ મેળવવામાં નિષ્ફળ જતો નથી કારણ કે જે છુપિ શક્તિ આપણા આત્માને જાગૃત કરે છે તેજ સુધારણામાં મદદ કરે છે ત્યારે ફતેહ તે માટે શંકા કેવી રીતે હોઇ શકે ? મનુષ્યે જે કરેલું ને સુધારવાનું કામ માણસથી બની શકે છે પરંતુ આત્મા એ કુદરતની દૈવિક કૃતિ છે, ઘણીજ ઉમેદી અને કોમળ વસ્તુ છે, ઘણી પવિત્ર છે તેમજ પાપ કર્મની સંગતથી ઘણી જ અવ્યવસ્થિત થઇ ગએલી છે તે સુધારવાનું કામ પણ કોઇ અપૂર્વ શકિતનુંજ હોઇ શકે છે. વળી ફરી અનંત શકિત કે દૈવિક કળાથીજ આત્માની જાગૃતિનું કાર્ય થાય છે એમ નથી પરંતુ તે આત્માએ પણ ઘણીજ તીવ્ર આશાથી તે કાર્યમાં મહેનત કરવી પડે છે. અને જ્યારે એમ ખાત્રી થાય કે જે મહાન્ શકિત આત્માને અનાદિકાળના કર્મથી મુકત કરે છે તે આત્માનું બંધારણ કરનાર શક્તિજ આપણી મદદમાં છે ત્યારે તો ફતેહની દઢ ખાત્રીથી આપણે મુકિતને માટે મહાવીરને હૃદયમાં રાખીને પ્રયત્ન કરવો જોઇએ

અને તે ઉપાયોને કામે લગાડવાની તેની ખંત કાંઈ પણ સારૂં પરીણામ લાવવામાં નિષ્ફળ જશે કારણકે, આત્મિકહિત, વગરની સઘળી મહેનત ક્ષણિક લાભને માટે હોય છે જે થોડાજ વખતમાં નષ્ટ થઈ જાય છે.

મહાવીર પરમાત્માની કૃપાની બેદરકારવાળા સઘળા મનુષ્ય પ્રયત્નો માનસિક દુનીઆમાં તદન નિષ્ફળ જશે જેમ કઠણ અને વેરાન જમીનપર બીજનું રોપવું નિષ્ફળ જાય છે તેમ આપણું વાંચવું અને શીખવું, આપણી ક્રિયા અને ધ્યાન જો મહાવીરની ગુપ્ત કૃપા વગરના હશે તો નકામા જશે. પવન વગરના આકાશમાં જેમ વહાણના સઢ પસારેલા નકામા રહે છે, તેમ આત્મિક લાગવગના આપણા પ્રયત્નોમાં મહાવીરપણું નહિ હોય તો કર્મથી મુક્ત થઈ મહાવીર થવું મુશ્કેલ થઈ પડશે. તેથી મહાવીરપણાને માટે હમેશાં દૃઢ ભાવનાથી ભક્તિ કરો. સારા થવાના અને સારૂં કરવાના તમારા દરેક પ્રયત્નોમાં મહાવીરની સહાયતા શોધી લેજો. તેના વગર ફતેહ માટે નિરાશ થવું પડશે. માટે જ્યાંસુધી મહાવીરપણું પ્રાપ્ત ન થાય ત્યાં સુધી શાંત થશો નહિ. વહાણના ખારવાના બોલાવવાથી કાંઈ પવન આવી શકતો નથી પણ જગત્‌ની કુદરતે જે નિયમો નક્કી કર્યા છે તેથી તે તેના ખરાપણામાં હાજર રહે છે. શ્રદ્ધાળુ અને જાગૃત મનુષ્યમાં એવી શક્તિ છે કે જેથી કરીને જ્યારે જરૂર પડે ત્યારે મહાવીરની મદદ મેળવી શકે જે મનુષ્યની મુસાફરી અટકી હોય અને ઢીલથી જેને ઘણું નુકસાન થતું હોય તે જોઈએ તે દિશાના પવનને માટે પ્રાર્થના અને આજીજી કરે છે અને તે છતાં દિવસો અને અઠવાડીયાં વીતિ જાય છે અને કાંઈ જવાબ મળતો નથી. કઠણ જમીન ને પાણીની જરૂર હોય અને જ્યારે પોતાની આંખો આગળ સઘળી મહેનત નકામી જતી હોય ત્યારે વરસાદના ઝાપટા માટે ખેડુત ઘણી ભક્તિ અને કાલાવાલા કરે તોપણ આકાશમાં કાંઈ પણ હીલચાલ થતી નથી. બહારની બાબતોમાં આ પ્રમાણે બને છે પણ આત્મિક જાગૃતિમાં તેથી ઉલટું છે. જ્યારે તમે ચાહો ત્યારે મહાવીરને તમારા અંતઃકરણમાં લાવી શકો છો. તમારી જાગૃતિની ઇચ્છા મહાવીરપણાથી તરત પુરી થઈ શકે છે, માટે આપણે આપણી ઉન્નતિમાં જરા પણ પ્રમાદ કરવો જોઈએ નહિ. પવિત્રતાના ફૂળો સ્વ-

ર્ગીય લાગવગથી જેમ બને તેમ જલદીથી મેળવવા જોઇએ. કાંઇ પણ શંકા વગર મહાવીરમાં શ્રદ્ધાવાન થઇ જે પ્રશ્ન ઉદ્ભવે તેનો જવાબ મેળવવો જોઈએ. મહાવીરની ભક્તિથી તમારી સાંસારિક ઇચ્છાઓ કદી પરિપૂર્ણ નહિ થાય; પરંતુ તમારૂં આત્મિક શ્રેય તો અવશ્ય થયા વગર રહેશે નહિ. દરેક અચાનક પ્રસંગમાં અને દરેક જાગૃતિના કાર્ય તથા પ્રયત્નમાં મહાવીરપણા માટે તીવ્ર પ્રાર્થના કરજો. જેના વગર તમારાથી કંઇજ થઇ શકશે નહિ અને જેની તમોને કાંઇ પણ અશક્ય જેવું જણાશે નહિ.

ઉપરના સિદ્ધાંતથી મહાવીરની ભક્તિની આવશ્યકતા જણાય છે તેમ પ્રયત્ન કરવાના ઉત્સાહ માટે તેની ઓછી સૂચના નથી. કારણકે જ્યારે આપણી કુદરતી શક્તિ તેની મર્યાદા સુધી પહોંચી જાય છે ત્યારે આપણા ઉત્સાહનો આધાર મહાવીર છે. તેની આંતરિક મદદની શક્તિથી કોઇ પણ મનુષ્યને આત્મિક સુધારણામાં નિરાશ થવું પડશે નહિ. તેના અનંત માર્ગ આપણા હાથમાં આવવા પછી ગમે તેવી પવિત્રતા મેળવવી આપણી મર્યાદાથી દૂર નથી. માત્ર માનુષિક નિશ્ચયના બળથી આત્મિક સુધારણા કરવાના પ્રયત્નો સફળ થતા નથી. પરંતુ **પશ્ચાતાપ કરીને** મહાવીરની શક્તિવાળો પ્રયત્ન ગુમાવેલી પવિત્રતા અને સુખ મેળવવામાં નિષ્ફળ જતો નથી કારણ કે જે છુપિ શક્તિ આપણા આત્માને જાગૃત કરે છે તેજ સુધારણામાં મદદ કરે છે ત્યારે ફતેહ તે માટે શંકા કેવી રીતે હોઇ શકે ? મનુષ્યે જે કરેલું ને સુધારવાનું કામ માણસથી બની શકે છે પરંતુ આત્મા એ કુદરતની દૈવિક કૃતિ છે, ઘણીજ ઉમેદી અને કોમળ વસ્તુ છે, ઘણી પવિત્ર છે તેમજ પાપ કર્મની સંગતથી ઘણી જ અવ્યવસ્થિત થઇ ગએલી છે તે સુધારવાનું કામ પણ કોઇ અપૂર્વ શકિતનુંજ હોઇ શકે છે. વળી ફરી અનંત શકિત કે દૈવિક કળાથીજ આત્માની જાગૃતિનું કાર્ય થાય છે એમ નથી પરંતુ તે આત્માએ પણ ઘણીજ તીવ્ર આશાથી તે કાર્યમાં મહેનત કરવી પડે છે. અને જ્યારે એમ ખાત્રી થાય કે જે મહાન્ શક્તિ આત્માને અનાદિકાળના કર્મથી મુક્ત કરે છે તે આત્માનું બંધારણ કરનાર શક્તિજ આપણી મદદમાં છે ત્યારે તો ફતેહની દઢ ખાત્રીથી આપણે મુક્તિને માટે મહાવીરને હૃદયમાં રાખીને પ્રયત્ન કરવો જોઇએ

મહાવીરે મહાવીરપણું મેળવવા માટે **મજુરની પેઠે કામ કીધું છે.** અને આપણે પણ તે પ્રમાણેજ કરવુંજ જોઇએ. આપણે મહાવીરના કૌટુંબી છીએ અને આપણે મહાવીરના બાંધકામ તરીકે હાલ છીએ. તેની અનંત અને શ્રેષ્ટ સહાયતા વગર આપણા પ્રયત્નો માત્ર આત્મિક ઉન્નતિનાજ રહી શકે નહિ. આપણી ઉન્નતિ અને અભ્યાસની કાંઈ ચોકસ મર્યાદા નથી. ઘણી રસાળ જમીનના રસકસની મર્યાદા તેની અમુક ઉત્પન્ન પછી જણાઇ આવે છે, સંસારમાં ધન મેળવવાનું સાહસ અમુક મુડી અને આખરૂ મેળવી થાકીને પોતાની મર્યાદા બાંધી લેછે, પરંતુ આત્મિક ઉન્નતિની બાબતમાં તમારા પ્રયત્નની કોઇ પણ મર્યાદા હોઇ શકેજ નહિ, જે રસાળ જમીનમાંથી પવિત્રતાના ફળ મળે છે, તેનો રસકસ કદી પણ ઓછો થાય એવો સંભવ નથી. પરમાત્માનું અવિચ્છિન્ન મહાવીરપણું તેની વૃદ્ધિ કર્યા કરે છે. જે ખજાનામાંથી તમારી મૂડી કાઢવામાં આવે છે, તે ખજાનો તમારી ગમે તેટલી માગણીથી ઓછો થતો નથી, તેથી કરીને પણ જાગૃત આત્માએ ભૂતકાળમાં જે મળ્યું હોય તેથી સંતોષ શામાટે માની લેવો જોઇએ ? દરેક આત્મિક સૌંદર્ય તો, દરેક ઉમદા સદ્ગુણ જે મનુષ્યનાં સાધુપણામાં કદી જળકયા ન હોય તે તમો સહેલાઈથી મેળવી શકશો. તમારે થોડાજ પુન્યથી કે થોડીજ આત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાથી સંતોષ પામવાનું નથી. દૈવિક પદાર્થોમાં કદી કંજુસાઇ હોતી નથી. દોલત માટેનીતમારીઅનંતઈચ્છાઓને નિર્દોષપણે તમારે માર્ગ આપવો પડે. મહાવીર પરમાત્મા તમારી ઈચ્છાઓને સંકુચિત કરતા નથી, તેથી તમારે તમારી પોતાની આત્મિક ઉન્નતિની છચ્છાનો કદી પણ સંકોચ કરવો નહિ.

વળી મહાવીરપણું સર્વોત્તમ છે એટલુંજ નહિ પણ તેમાં સાર્વભૌમતા છે. એમ કહેવામાં આવે તો તે પણ તેની અનંત શકિતના કામો અને નમુનાઓમાં ખાત્રી આપી શકે તેવું છે અને અનુભવિક મહત્ત્વથી તે બાબત પ્રત્યક્ષ થઇ શકે તેવું છે. મનુષ્યના દરેક પ્રયત્નમાં કુદરતના લાગવગનું અચોકસપણું અને દેખાવરૂપ યોગ્યતા શકિત આપનાર તરીકે કામ નથી કરતા? જે પવનની લાંબા વખત સુધી રાહ જોઇ હોય તે જડપથી આવી પહોચે. વસંતની ભરતી જે ઘણું આંતરે આવે છે તે પાણીના પુરમાં આવે, બુદ્ધિના પ્રયત્નમાં

સારી ફતેહ મળે, જ્યારે વિચારો ત્વરિત થઇ શકે, અને જાગૃતિ શ્રેષ્ઠતામાં વધતી જતી હોય, આત્મામાં સ્વર્ગીય કલ્પના આવવા લાગે, ત્યારે આ સુખી લાગવગ અને સોનેરી તકના અચોકસપણામાં પણ સાવધપણાના અને જાગૃતિના પ્રયત્ન કરવાની શ્રેષ્ટ પ્રેરણા નથી થતી? અંતરંગ આત્મિક બાબતોમાં શું તેમ નથી? ધાર્મિક ઉન્નતિની કોઇપણ રૂતુ કે વખતમાં એવો કોઇપણ મળતો ફેરફાર છે કે જે દરેક જાગૃત આત્માના હેતુને સિદ્ધ કરવાને સારી તકની રાહ જોવાને અને તેને સુધારવાને વિચાર કરવાને અટકી રહે? ખરેખર આપણે કાંઇ હમેશા મહાવીર પરમાત્માની શક્તિના વખતને કે ઋતુના પ્રસંગને જાણી શકીએ નહી પરંતુ આપણામાંના લગભગ દરેક જાણતા હોવા જોઇએ કે મહાવીરપણાની શક્તિ આપણા આત્મામાં અવર નવર ઝળકે છે. આપણી શાંત થઇ ગએલી લાગણીમાં અને ઉંડા ગંભીર વિચારમાં તેનું અસ્તિત્વ ઘણી વખતે જણાઇ આવે છે. આ શું આત્મામાં ભરતીનો વખત નહિ કહી શકાય? આદિ અનંતકાળ સુધી જે સામગ્રી ઉપયોગી થઈ પડે તે થોડાજ વખતમાં આપણને મળતી હોય ત્યારે શું મહાવીરપણાની આપણને પ્રત્યક્ષ પ્રતીતિ નથી થતી? એક શબ્દમાં કહીએ તો આત્માને માટે તે એક એવો વખત આવે છે કે જ્યારે આત્મિક પવનની ઠંડી લહેર આકાશમાંથી તાજા અને સુંદર સ્વરૂપમાં ફુંકે છે અને જીવનને જાણતો આત્મા દરેક વિસ્તીર્ણ શક્તિને જાગૃત થતી અને સત્ય પ્રેમનો અનુભવ કરતી પ્રગટ થતા સ્વરૂપમાં જોઈ શકે છે. આ વખત કેટલો બધો કીંમતી છે? જે તેની કીંમતનો વિચાર કરે છે તે કોઇપણ બાબતને માટે રાહ જોવાને, પ્રાર્થના કરવાને કે તપાસ કરવાને કે તપાસ કરવાને રોકાશે નહી અને જે શાશ્વત સુધીના સાધનો તેને મહાવીર તરફથી મળે છે તે પ્રાપ્ત કરવાને દરેકે દરેક પ્રયત્ન છેલા શ્વાસોશ્વાસ સુધી તે ચાલુ રાખશે.

છેવટે આત્માની અંતરંગ ક્રિયા જે મહાવીર કહે છે, તે એક ઘણાજ છુપા કામ તરીકે થાય છે, અને માત્ર તેની અસરજ જણાય છે, એમ આપણે કહી ગયા તેથી શું આપણને ઘણાજ ઉંડા અને અનુભવી સંબંધનો પાઠ નથી મળતો? આપણે દરેક ગમે તેવી અગત્યની તપાસ કરીએ તો પણ આપણા વર્તનમાંથી તે વીર પરમાત્મા-

ની હાજરી અને તેના અદૃશ્ય કામો શું આપણે જુદા પાડી શકીશું? મહાવીરપણું અદૃશ્યપણે આવે છે, ન જણાય તેમ અને ન જોઇ શકાય તેમ તેનું કાર્ય ચાલે છે, અને હૃદયના ગુહ્ય ભાગમાં તે વિચાર અને લાગણીનો છુપો ઝરો મુકી દે છે. પરંતુ જયાં જયાં મહાવીરપણું પોતાનું અપૂર્વ શક્તિનું કામ કરે છે, ત્યાં ત્યાં વહેલા કે મોડા તેનું પરિણામ પ્રગટ થઇ જાય છે. અને તેની જાણ સર્વત્ર થઇ જાય છે. બધી તપાસમાં ખરેખર બહારનો ફેરફાર તેના અસ્તિત્વને છુપું રાખે છે. કારણકે, કેટલીક મહોત્સવની અને કંટ્રાકટને લગતી એવી મિલ્કત છે કે જે ધાર્મિક નિયમ વગરના ઘણા હેતુથી કુદરતી મનોહરતાથી, તીવ્ર લાલચની ગેરહાજરીથી, સંયોગોના લાગવાથી અને મનુષ્યના અભિપ્રાયની સંભાળથી બનેલી હોય છે, અને આવા હેતુનું જે ફળ હોય છે, તેની બાહ્ય નીતિરીતિના ફેરફારપરથી મહાવીરની ક્રિયાનું, જે પવિત્ર ફળ છે તે કાંઇક આકારમાં જરાતરા દેખાઇ શકે છે. પરંતુ બીજાઓના ધ્યાનમાં કે તપાસમાં હું ફરીથી કહું છું, તે પ્રમાણે દૈવિક ચમત્કારનું પરિણામ અંતરંગ હૃદયમાં જે રંગ પ્રમાણે થયુ હોય છે તે વહેલા કે મોડા કાંઇ પણ ભુલ વગર પ્રત્યક્ષ થઇ શકે છે. કારણકે, પરિણામ છે તે કાંઇ કલ્પના નથી પરંતુ ખરાપણું છે, માત્ર બાહ્ય સુધારો નથી પણ હૃદયનો ફેરફાર છે, ઉપરની ભલાઇ નથી પરંતુ હૃદયનું મહાવીરપણું જીંદગીની પવિત્રતામાં તરતું રહે છે.

દરેક મનુષ્યે પોતાના અંતઃકરણને આ અજમાયશ લાગુ કરવી જોઇએ અને દરેક શોધ કરતાં સંતોષ પામવો નહિ, જે માણસમાં મહાવીરપણું નથી, તે પોતે પોતાનો નથી. જે મનુષ્યમાં મહાવીરપણું નથી, તે મહાવીરનું સામ્રાજ્ય કદી જોઇ શકતો નથી. જો કે તમારામાં મહાવીરપણું છે તેની ચોકસ ખાત્રી તમોને મળી શકશે નહિ, તમારો મોક્ષ કયારે થશે તે વિષે તમે ચોકસ કલ્પના કરશો નહિ. તો પછી એવો પ્રશ્ન કરવો નકામો છે કે આ જગત્‌માંથી મારો કયે વખતે ઉદ્ધાર થવાનો છે, અને જગત્‌ની નિંદા અને પ્રશંસામાંથી અલગ રહે તેવું મારૂં જીવન છે. એક ઝરો તેનું મૂળ જેટલું ઉંચું હોય તેટલો ઉંચો ચડી શકે છે અને તમારી આત્મિક ઉચ્ચતાના ધોરણને પહોંચવાને તમને દરેક સાધનો દરેક વખતે આ જગત્‌માંથી મળી શકશે. હું આગળ હતો તેના કરતા હવે શું હું વધારે સારો

અને વિશેષ વિદ્વાન્ થયો નથી? તેમજ મારા વર્તનની અગાઉની આરોગ્યતાનો શું મેં ત્યાગ કીધો નથી? અને જે વિકારને હું વશ થઈ જતો તે વિકારને મેં કબજામાં લીધા નથી? આવા પ્રશ્નો પુછવાની કાંઈ પણ અગત્ય નથી. મહાવીરપણું આવવાથી તરૂણપણાની લાગણીઓ શુષ્ક થઈ જાય તેવું નથી, તેમજ આપણામાં જે જોવા જાણવાની લાગણી છે તે કાંઈ જતી રહેતી નથી. વખતના જવાની સાથે એ ફેરફારો આપો આપ થાય છે અને દરકાર વગરનો વ્યભિચારીતરૂણ બદલીને ડાહ્યોઅનેસુશીળથાયછે,તેહૃદયનાફેરફારથી જેરીતે થાય છે તેના કરતાં વખત જતાં કુદરત પોતાની મેળે જે કુદરતી ફેરફાર કરે છે તે વધારે સંગીન થાય છે. મનુષ્યની તપાસ એવી હોવી જોઇએ કે હું મહાવીરને પગલે શુદ્ધ જીવન ગાળું છું કે નહિ? અને જે મહાવીર મારા હૃદયના છુપા ભાગમાં જોઈ શકે છે, તેને મળતાં મારા અંતરંગ નિયમો, લાગણી કે હેતુઓ છે કે નહિ? હું બાહ્ય અવગુણથી દૂર થાઉં છું એટલુંજ નહિ પણ મારા અંતરંગ હૃદયમાં હું પાપકર્મને ધિક્કારૂં છું, અને તેનાથી દૂર રહું છું કે નહિ? જો તેમાં હું પછાત હોઉં તો તે દુઃખરૂપ છે અને એ બાબતમાં મેં જીત મેળવી હોય તો તે મારી ખુશાલીનું કારણ છે. મારા બાહ્ય વર્તનમાંજ હું અંકુશ રાખું છું એટલુંજ નહિ પણ મારા વિચાર અને લાગણી, મારી છુપી ટેવો, પ્રકૃતિ અને સ્વભાવપર પણ મારો અંકુશ છે કે નહિ? મારા આત્માના દરેક પ્રદેશમાં મહાવીરની પૂજા અને પ્રેમ રહેલો છે કે નહિ, અને દરેક માઠા વિચાર, દરેક અપવિત્ર સ્વાર્થી લાગણી હાંકી કાઢવાને મારો પ્રયત્ન ચાલુ છે કે નહિ? અને મહાવીરના મંદિરમાં મારૂં પવિત્ર અંતઃકરણ સ્થાપિત કરવાને હું ફતેહમંદ થયો છું કે નહિ તેની નિશ્ચય પૂર્વકતપાસ રાખવી જોઈએ. આવા પ્રશ્નોને પવિત્ર અંતઃકરણમાંથી જે જવાબ મળે છે તેની સાથે સૌથી મહત્ત્વનો પ્રશ્ન હમેશાં એ ઉદ્ભવેલો હોવો જોઇએ કે "મારામાં મહાવીરપણું આવેલું કે નહિ?"



# પ્રકરણ ૪ થું.

## મહાવીર પરમાત્માનું અદૃશ્ય સ્વરૂપ.

ચતુર્ગતિમાં ભ્રમણ કરી રહેલા મનુષ્ય પ્રાણી મહાવીર પરમાત્માના અદૃશ્ય સ્વરૂપને જોઇ શકશે ? તેને જોવાની શું કોઇપણ સર્વોતમ શકિત આ જગત્પરના મનુષ્યમાં વિદ્યમાન છે ? પરમાત્માને તેના મૂળ સ્વરૂપમાં જોવા અને જેનામાં જગત્‌ના સઘળા પદાર્થો પ્રતિબિંબિત થાય છે તેનું આશ્ચર્યકારક અસ્તિત્વ મનુષ્યની આંખ તાકીને જોઇ શકે એ કદિ સંભવિત છે ખરૂં ? સૌંદર્ય, આશ્ચર્ય અને તેજના દેખાવો કે જેનાપર મનુષ્યની આંખ હમેશાં સ્થિર થઇ શકે છે, મહાન્ ચમત્કારિક દેખાવો કે જેના વિષે મનુષ્યકલ્પના પણ કરી શકે છે તેથી શું પરમાત્માના અદૃશ્ય સ્વરૂપને જોવાને તેના હૃદયચક્ષુ પણ શકિતમાન થઇ શકે ?

એક જાગૃત શ્રદ્ધાળુ આત્માની સર્વોતમ ક્રિયા માત્ર મહાવીરના માહાત્મ્યને અનુભવી શકે છે કોઇપણ શ્રેષ્ઠ મનુષ્યાત્માનું અતિશય સુખ દરેક ક્ષણે વિચાર અને આચારમાં ઉન્નત થવા શિવાય બીજું વિશેષ શું હોઇ શકે ? સ્વર્ગનું સુખ, પવિત્રતાનો આનંદ અને અને શ્રેષ્ઠ આત્માની ઉચ્ચતા દરેક બાબત અનુભવાય છે, પરંતુ મહાવીર પરમાત્માને તેના અદૃશ્ય સ્વરૂપમાં જોઇ શકાતા નથી. જેને કોઇ માણસે જોયા નથી અને કોઇ મનુષ્ય જોઇ શકતો નથી, એવું પરમાત્મસ્વરૂપ છે. તેને અજર અમર અને અદૃશ્ય કહેવામાં આવે છે. ત્યારે શું મનુષ્ય પ્રાણીએ દરેક આતુર ઇચ્છા અને પરમાત્માના સ્વરૂપને જોવાની ઉંડી અભિલાષા દાબીજ દેવી જોઇએ ? કોઇ શંકાશીળ અને દુઃખી આત્મા એવો પ્રશ્ન નહિ કરે કે મારે મહાવીર પરમાત્માને જોવા છે ? ઘણા એમ નથી કહેતા કે જો મહાવીર પરમાત્મા ખરા હોય તો એક ક્ષણવાર પ્રગટ થઇને મારી શંકાઓ અને મુશ્કેલીઓ દૂર કરીને મને શાંતિ આપે ? જેમના અંતઃકરણમાં પરમાત્મા પ્રત્યેનો પ્રેમ ઉદભવેલો નથી, અને તેના આત્માની આસપાસ સર્વત્ર અંધકાર થઇ રહ્યો છે. તેવા ઘણા અંતઃકરણમાંથી એવી બુમ નથી સંભળાતી કે

મહાવીર પરમાત્માને અમારે એવા છે? તેઓ કહે છે કે તે જ્યાં મળે ત્યાં અમે તેના સ્થળે જઇને જોઇએ. અમે આગળ જઇએ છીએ પણ ત્યાં તે છે નહિ, અમે પાછળ હઠીએ છીએ પરંતુ ત્યાં પણ તેના દર્શન થતા નથી. તે એવી રીતે છુપાઇને રહે છે કે અમે તેને જોઇ શકતા નથી. તે ઘણાં નજીકમાં છે અને વળી ઘણે દૂર છે, એ કેવું આશ્ચર્યજનક છે? તે પરમાત્મા હમેશાં મારા હૃદયની નજીકમાં હોય છતાં તેની સાથેનો સંબંધ કે વાતચીત અશક્ય થઇ પડે, કુદરતની દરેક હિલચાલમાં, મારા દરેક શ્વાસોશ્વાસમાં અને મારા હૃદયના દરેક વિચારમાં વીર પરમાત્માનું અસ્તિત્વ છે, છતાં હું તેના સ્વરૂપને જોઇ શકું નહિ? વળી જ્યારે શ્રદ્ધાળુ મનુષ્યને એમ વિચાર આવે છે કે ઘણા મનુષ્યજ નાસ્તિક છે, આ દુનિઆમાં ઘણાઓ પરમાત્માને વિસારી મુકે છે, તેના વચનનું અપમાન કરે છે, તેના અસ્તિત્વને માટે પણ શંકા લાવે છે અને વળી જ્યારે માણસ જાત કેટલીક કુદરતની શોધ કરી ફુલાઇ જાય છે, ત્યારે વારંવાર એવી લાગણીભરી ઇચ્છા થાય છે કે, મનુષ્ય પરમાત્માંને જુએ, અને તે મહાન્ સિદ્ધ સ્વરૂપ અને જગત્‌ના જીવોના કર્મોનો શાંત સાક્ષી એક ક્ષણવાર પણ મનુષ્યની નજરે પડે, અને મનુષ્યની મૂર્ખાઇ અને દુષ્ટતાને દૂર કરે તો તે કેટલું બધું સારૂં? પરંતુ આ બધી ઇચ્છાઓ નકામી છે. શંકાશીલ ને ખાત્રી કરાવવાને કે નિરાશ થઇ ગયેલાને દિલાસો આપવાને અથવા અજ્ઞાની અને લુચ્ચાઓને જાગૃત કરવાને કોઇ પણ કારણ માટે પરમાત્મા આ જગત્‌માં મનુષ્યની આંખે દેખી શકાય તેવી રીતે પોતાનાઅદૃશ્ય સ્વરૂપને દૃશ્ય કરે એવું કારણ નથી. પરમાત્માનું સ્વરૂપ મનુષ્યને દૃશ્ય ન થઈ શકે તેના અનેક કારણો છે. જ્યાંસુધી આપણે પાપ અને મોહના પ્રદેશમાં રહીએ છીએ ત્યાંસુધી તેનું દૈવિક માહાત્મ્ય પ્રાપ્ત કરવાને શક્તિમાન થયા વગર પરમાત્માને જોવાને સમર્થ થઇ શકીએ નહિ. આપણે એક પર્વતની તળાટીએ જઇ શકીએ પણ તેના છેલા શિખરપર જે પ્રકાશ અને માહાત્મ્ય હોય છે તેને આપણે પહોંચીશકતા નથી. ઘણાજ શ્રેષ્ટ અને પવિત્ર મનુષ્યો જ્યારે પવિત્ર વિચારશ્રેણીથી ઉચ્ચપદ સુધી પહોંચે છે ત્યારે પણ મનુષ્યપણામાં તે પરમાત્માના અદૃશ્ય સ્વરૂપ જોઇ

શકે નહિ. **મહાવીરના સ્વરૂપને મહાવીરજ જોઇ શકે પણ મનુષ્ય જોઈ શકે નહિ.** એમ કહ્યું છે કે "There shall no man see God and live" **પરમાત્માને જુએ તે માણુસ જીવી શકે નહિ મતલબ કે તે માણુસમાંથી પરમાત્માજ થઈ જવો જોઈએ.**

આ પ્રકરણમાં આપણે મુખ્ય બે બાબતોપર વિચાર કરીશું. ( ૧ ) માણુસની હાલની સ્થિતિમાં પરમાત્માનું અદૃશ્ય સ્વરૂપ તેને દૃશ્ય થઇ શકે નહિ. ( ૨ ) મહાવીરનું જીવન પરમાત્માના અદૃશ્ય સ્વરૂપની ખાત્રી આપશે.

## (૧) વીરપરમાત્માનું અદૃશ્ય સ્વરૂપ.

પરમાત્મા અદૃશ્ય છે, આપણે તેને જોઇ શકીએ નહિ. આ દુનિઆમાં રહીને પરમાત્માને જોવાને આપણને યોગ્ય ગણવામાં આવ્યા નથી એમ કેમ હશે? જો તેથી સાધુ પુરૂષને સુખ થતું હોય અને પાપી માણસની દુષ્ટતા પર અંકુશ પડતો હોય તો પરમાત્મા શા માટે અદૃશ્ય રહેતા હશે? હવે આ પ્રશ્નનો વિચાર કરતા એક બાબત વિષે વિચાર આવશે કે જે બાબત આત્માને લગતી છે તે ઇંદ્રિયથી જોઈ શકાય એ તદ્દન અશક્ય છે. વિકારી ઇંદ્રિયોમાંથી નિર્વિકારી સ્વરૂપનું અસ્તિત્વ કેમ જોઇ શકાય ? કુદરતની એવી ઘણી શક્તિઓ છે કે જેની હમેશની અસર આપણે જોઇ શકીએ છીએ તોપણ તે પોતાના સ્વરૂપે કદી જોઇ શકાતી નથી. જુદા જુદા આકાર અને રંગવાળા પદાર્થો આપણી આંખ જોઇ શકે છે પણ તેમાં જે વિજળીક શક્તિ કામ કરે છે તે કોઈથી જોઇ શકાતી નથી. જ્યોતિષ ચક્રની ગતિ અને સમૃદ્ધ દૃષ્ટિવડે જોઇ શકાય છે પરંતુ ઇંદ્રિયની તીક્ષ્ણતાથી પણ આકર્ષણના મધ્યબિંદુને જોઇ શકાતું નથી. અને જો આવી રીતે બાહ્ય પદાર્થ વિષયક અને આત્મિક દુનીયાની મર્યાદાપર ઇંદ્રિયોના સ્પર્શથી મ જાણી શકાય તેવી રચનાઓ છે અને વિશેષ તો જ્યારે આપણે તે મર્યાદામાંથી પસાર થઇએ છીએ ત્યારે આપણે એવા પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ કે જ્યાં શારીરિક ઇંદ્રિયો નિષ્ફળ જાય છે. અને ઘણી દૈવિક-શક્તિની જરૂર પડે છે. વિચારને કોણે જોયો છે ? જેને આપણે-મન, હૃદય, આત્મા કહીએ છીએ તેનું છુપાઇ રહેલું સત્વ કઇ આંખથી જોઇ શકાય છે? જો આત્મિક શક્તિઓ આપણી આસપાસ હો-

ય, અસંખ્ય જાગૃત આત્માઓ જ્યારે આપણે સૂતા હોઇએ કે જાગ- તા હોઇએ ત્યારે પૃથ્વીપર ચાલતા હોય તોપણ જ્યારે તેઓમાં આંતરિક દુનિઆમાં આમતેમ દોડાદોડ થતી હોય ત્યારે તે મહત્વવાળા આ- ત્માઓના અસ્તિત્વની ઝાંખી નિશાની પણ મનુષ્યની બાહ્યશકિત જોઇ શકશે. ? શું આપણે શરીર ધારણ કરનારા જીવોની દુનિઆમાં નથી રહેતા, તેઓની સાથે હંમેશનો સંબંધ નથી રાખતા, તેમના ડહાપણની અને તેના અસ્તિત્વની હમેશની સાબિતિ આપણે નથી જોતાં? અને તેમ છતાં કોઇપણ આત્મા બીજા આત્માને દૃશ્ય થયો હોય તેવું કદિ બન્યું છે ? નહિ. જે ઇંદ્રીયોને દેખાય છે તે આત્માએ ધારણ કરેલા આકાર છે આપણી આસપાસની ઉદ્યોગી દુનિઆમાં આપણે માત્ર આત્માના ઘરનેજ જોઇએ છીએ.

આ રીતે પરમાત્મા હમણા અને હમેશાં અદૃશ્યજ હોવો જો- ઇએ. એક ઘણો હલકો આત્મા પણ ચર્મચક્ષુથી જોઇ શકાતો નથી તો પછી જે સંપૂર્ણતાને પામ્યા છે, તેવા પરમાત્માને કેવી રીતે જોઇ શકાય ? સામાન્ય જીવો કેટલીક રીતે શારીરિક આકારમાં બ- હારથી જાણી અને જોઇ શકાય છે. મનુષ્યાત્માઓ જે જાતના આકા- રો ધારણ કરે છે, તેથી તેને જુદી જુદી રીતે ઓળખી શકાય છે, પ- રંતુ તેઓના સંબંધમાં પણ આત્મામાં કાંઇક એવું શ્રેષ્ઠપણું છે કે, જે માનુષિક સૌંદર્યના મનોહર સ્વરૂપથી પણ ઉમદા પ્રકારનું છે, અને જે કોઇથી જોઇ શકાતું નથી. ડગલો તેના પહેરનાર કરતાં કાંઇ વધારે કીંમતી હોયજ નહિ અને તો પછી અનંત શકિતવાળા મહા- વીર પરમાત્મા કેમ ઓળખી શકાય ? જેનો અનેક દેવલોકમાં પણ સમાવેસ થતો નથી, તે મનુષ્યમાં કેવી રીતે દૃશ્યપણે રહે. કયું શા- રીરિક સ્વરૂપ તેમના અનંતજ્ઞાનને યથાર્થ રીતે ધારણ કરી શકે. પદાર્થથી ભરેલું જગત પરમાત્માની અમર્યાદિત મહત્વતા આગળ તુચ્છ છે. સુંદરતાના બધા ઉત્પન્ન થતા આકાર કરતાં વીરપરમાત્મા- નો મહિમા એટલી બધી શ્રેષ્ઠ સુંદરતાવાળો છે કે, જે મનુષ્યની કલ્પના શક્તિથી કળી શકાય પણ નહિ. એક ક્ષણભાર આપણે એમ માનીએ કે, સિદ્ધ થએલા પરમાત્મા કોઇ અસાધારણ આકારમાં અવતાર લે,' મનુષ્યમાં આથી શ્રેષ્ઠ એવું સુંદર સ્વરૂપ ધારણ કરે અને પોતાના આત્માની મહત્વતાની ખાત્રી થાય તો પછી આપણે

સમજવું જોઈએ કે, આવા પ્રકારની ઉત્પત્તિ માટે જગત્‌માંથી પદાર્થોની શોધ કરવી તે નકામી છે. આપણે કલ્પનાશક્તિને છૂટી મુકી દઈએ, અને એમ અનુમાન કરીએ કે, સૂર્યનું તેજ હરાઇ ગયું હોય. તારાનો પ્રકાશ નષ્ટ થયો હોય, અને દેવલોક સમુદ્ર, આકાશ વિગેરે જો પોતાના સૌંદર્યથી મુકત કરવામાં આવ્યા હોય તોપણ શું સિદ્ધ પરમાત્માની ન પહોંચી શકાય તેવી શકિત કોઈથી દૂર કરી શકાય તેવું બની શકે કે ? પરમાત્મા થવાને અનેક અવતાર ધારણ કરવા પડે છે, અનંતાભવ ભટકવા પડે છે, તો પછી પરમાત્મા થઇને અવતાર ધારણ કરવામાં આવે એ વાત કેવી યુકિતવગરની જણાય છે ? સિદ્ધ થયા પછી જેને કોઇ પણ ક્રિયાની જરૂર રહેતી નથી, અને જેમને કોઈના પર રાગ કે દ્વેષની વૃત્તિ નથી, તેમને અવતાર ધારણ કરવાનું કારણજ શું હોઈ શકે ! સિદ્ધ થવાને જે છેલ્લું શરીર અને છેવટનું મનુષ્યજીવન હોય છે, તેનેજ અવતાર કહેવામાં આવતો હોય તો કાંઇ વાંધા ભરેલું નથી, પરંતુ સિદ્ધ થયા પછી મોક્ષ પામેલા પરમાત્મા અવતાર લે એ વાત કારણ વગરની અને યુકિત વગરની છે, તેથી એવો ભ્રમ કદી રાખવો જોઇએ નહિ.

પરંતુ જો પરમાત્મા ચર્મચક્ષુથી ન જોઇ શકાતા હોય તો શું આંતરિકચક્ષુથી પણ તેના દર્શન નહિ થઇ શકતા હોય? જેમ શારીરિક પદાર્થો એક બીજા શરીરની ઇંદ્રીયોથી જોઇ શકાય છે, તેમ માનસિક શકિતથી અંતરંગ પદાર્થો જોવાનો સંભવ નથી? આત્મા આત્માને જોઇ નહિ શકે? પરમાત્માના દર્શનથી મનુષ્યને દૂર રાખવામાં આવ્યા છે, માટેજ શું એ બાબત અશકય છે?

આ બધા પ્રશ્નોનો એવો જવાબ આપી શકાય કે પરમાત્માનું આત્મિકસ્વરૂપ વિચારથી અને શાસ્ત્રથી જાણી શકાય તેવું છે, આટલે સુધી અશકયતા નથી. અને એ રીતે જો આપણે બોલીએ તો આત્મા આત્માને અરસપરસ જોઇ શકે છે, કારણકે આપણે જાણીએ છીએ કે જેની આગળ બધા આત્માના અંતઃકરણ ખુલ્લા છે તે આપણા નહિ બોલેલા વિચારો અને લાગણીઓ જાણે છે, અને આત્માને ઓળખવાની સાધારણ છુપી શકિતઆપણામાંઉત્પન્નથાય;તેથીપરમાત્માની શ્રેષ્ટતામાં ઘટાડો થતો નથી. તેથી કરીને પરમાત્માનું જેટલે

અંશે આત્મામાં પ્રતિબિંબ પડે છે તેટલે અંશે આત્મા પરમાત્માને જોઇ શકે છે, અને તેટલેજ અંશે તે તેને જાણી શકે છે. મતલબ કે આત્મા પોતેજ પરમાત્મ સ્વરૂપિ હોવાથી જેટલે અંશે તેનું પરમાત્મ સ્વરૂપ પ્રગટ થાય તેટલે અંશે તે પોતાના આત્માનેજ પરમાત્મ સ્વરૂપે જોઇ શકે છે.

પરમાત્માના દર્શનની આપણી ખાત્રીને ચોક્કસ કરવાને માટે આપણે ક્ષણવાર એવું અનુમાન કરીએ, આપણુને કોઇપણ આપણા જેવા મનુષ્યના મનની અંદર જોવાનેશક્તિ મળેલી છે. મનુષ્ય બુદ્ધિના પુસ્તકો જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે જે વિચારથી આપણુને આનંદ થાય છે તે વિચારો શબ્દસ્વરૂપ પામ્યા પહેલા કવિ કે લેખકના મનમાં હયાતિ ધરાવતા હતા. અને જો કે એથી પણ વધારે ઉમદા વિચારો જે હૃદયમાં પ્રકાશી રહે છે તે બતાવવાને ગમે તેવી ઉમદી ભાષા પણ નબળી અને યોગ્ય શબ્દ સમૂહ વગરની છે, તેથી આપણાથી જો તે મહામ્ વિચારકોના હૃદયમાં જોવાને અને તેના હૃદયની સપાટીપર તે વિચારો જેવા ધસી આવે છે, તેવાજ તેના મહાન પ્રકાશને જોવાને બની શકતું હોય તો ગરીબ ભાષાની અપૂર્ણતા વગર ચલાવી શકાય. તેમજ વળી સૌંદર્યનો વિચાર તેની બાહ્યસત્યતાથી ઘણો અગાઉનો છે, અને તે મહાન્ ચિતારાના હૃદયમાં જ્યારે તે તેને રંગ અને આકારનું દૃશ્ય સ્વરૂપ આપે છે, તે અગાઉ હયાતી ધરાવે છે, અને હુન્નર કળામાં મહાન્ બુદ્ધિનો પણ એવો નિયમ છે કે ગમે તેવા સર્વોત્તમ અને સુંદર કામ બને તે સંતોષ થતો નથી, પોતાના મૂળ હેતુને તે પુરેપુરો વ્યક્ત કરી શકતો નથી.

હવે આપણે જરા વિશાળ વિચાર પ્રદેશમાં ચડીને ક્ષણવાર આત્માને જોવાવાળા એક મનુષ્યનો વિચાર કરીએ કે જેને તરતજ પરમાત્માના અંતરંગમાંજોવાનીશકિતઉત્પન્નથાયઅનેસઘળાસત્ય સૌંદર્ય અને ભલાઇનું મૂળ જે પરમાત્મા છે તેનું જ્ઞાન સહેલાઇથી પ્રાપ્ત કરી લે તો શાસ્ત્રોમાં જે જ્ઞાનના ભેદના મુખ્ય તત્ત્વ કહેલા છે તેથી પરમાત્માનું દૃશ્ય સ્વરૂપનું પ્રતિબિંબ પડી શકે છે પરંતુ મહાવીર પરમાત્માના મહાન વિચારો જે શાસ્ત્રોમાં રહેલા છે તે મનુષ્યની ભા-

ષાના અપૂર્ણપણાથી બોલાય તે પહેલા અને જગત્‌ના સૌંદર્ય, નિયમ અને વ્યવસ્થામાં જે ફેરફાર થાય છે તેનું જ્ઞાન ન થાય તે પહેલાં તે વિચારોથી મનુષ્યપરમાત્માના સ્વરૂપનું પ્રતિબિંબ જોવાને શકિતમાન થઇ શકે નહી.

ત્યારે વિચાર કરો કે બાહ્યસ્વરૂપ અને છાયાથી આગળ વધવાને માત્ર સત્યના ઉપર ઉપરના અજવાળાને જોવાનેજ નહિ પરંતુ જે પરમાત્માનું જ્ઞાન સર્વત્ર છે અને દરેક જગત્‌ના પદાર્થ જેમાં પ્રતિબિંબિત થાય છે તેના સત્ય સ્વરૂપને જોવાને જ્યાં પરમાત્મા રહે છે ત્યાં વાસ કરવાને શું કરવું આવશ્યક છે તે વિષે મનન કરો અને મહાવીર પરમાત્માએ જે રીતે સિદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું તેરીતે કર્મથી મુકત થઇ સિદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરો અથવા જ્યારે તમે આ સંસારના સર્વોત્તમ સુખના મહાન દેખાવને જુઓ છો, પર્વતો, સરોવરો, અને જંગલને પ્રાતઃકાળના અજવાળામાં મનોહર દેખાવમાં નિહાળો છો, બપોરની સોનેરી ભુરતિના સોનેરી મોતીઓ અથવા રાત્રીના આકાશના શીતળચંદ્ર અને તારાઓના શાંત પ્રકાશને અનુભવો છોત્યારે તમોને અપૂર્વ આનંદ થાય છે તો પછી જે પરમાત્મ સ્વરૂપમાં સઘળા જગત્‌ના પદાર્થનું એક સરખું પ્રતિબિંબ પડે છે તેના સૌંદર્ય સ્વરૂપ જોઇને તમને કેટલો સ્થાયી આનંદ થશે તેની કલ્પના કરો આને માટે શાસ્ત્રકારો સ્પષ્ટપણે કહે છે કે ભવિઆત્માને મોક્ષ મળશેજ.જે કર્મના પડદા આપણને મહાવીરપરમાત્માના મૂળ સ્વરૂપથી અલગ રાખે છે,તે એક દિવસ ખેંચાઇ જશે.આત્મિક શકિતઓ જાગૃત થઇને જગતના હ્રદય અને જીવનમાં પોતાનું પરિબળ વિસ્તારશે, ઇંદ્રિયોના ક્ષણિક અસત્ય વિકારો દૂર થઇ જશે અને મુકત થયેલો આત્મા સિદ્ધ સ્વરૂપ પરમાત્મપદને પ્રાપ્ત કરશે મહાવીરે એજ રીતે પરમાત્મા પદ પ્રાપ્ત કર્યું છે અને જેઓપરમાત્મ પદને પ્રાપ્ત કરશે તેઓ મહાવીર થઇ મહાવીરના અદૃશ્ય સ્વરૂપ જોઇ શકશે. હ્રદયની જેમ જેમ પવિત્રતા થતી જશે તેમ તેમ મહાવીરપણું ઝાંખા સ્વરૂપમાં દૃશ્ય થતું જશે. આપણે તે મહાવીર પરમાત્માના પુત્રો તેને પ્રિય છીએ, અને આપણું શું થશે તે જો કે આપણને હાલ કાંઇ દેખાતું નથી, પણ આપણે જાણીએ છીએ કે, જ્યારે આપણને તે વીર પરમાત્મા દેખાશે, ત્યારે આપણે પણ તેના

જેવાજ મહાવીર થઈશું કારણ કે, તે જેવા છે, તેવાજ સ્વરૂપથી આપણે તેને જોશું. હમણા આપણે ઝાંખા કાચ મારફત ઝાંખું સ્વરૂપ જોઈએ છીએ. પરંતુ પછી આત્માની આડે જે આઠ ઝાંખા કાચ છે, તે દૂર થશે એટલે તે પરમાત્માને મૂળ સ્વરૂપમાં મળી જશે. હમણા આપણને તેના અંશનું જ્ઞાન છે, પરંતુ પછી જેમ **મેં મને જાણ્યો છે, તેમજ તેને જાણીશ.** તે સ્વરૂપ જોવાને દીપક કે સૂર્યના પ્રકાશની જરૂર પડશે નહિ, કારણકે તેથી ઘણો વિશેષ પ્રકાશ પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થતા આત્મામાં હોય છે.

પરમાત્માના દર્શન માટેનો વિચાર ત્યારે હવે કાંઇ અશક્ય જેવો જણાતો નથી. જો કે ચર્મચક્ષુથી પરમાત્માને જોઇ શકતા નથી તોપણ આત્મામાં એવી યોગ્યતા છે કે જેને સંપૂર્ણ રીતે ખીલવવામાં આવે તો પરમાત્માના સ્વરૂપને તે જોવાને શક્તિવાન થઇ શકે. અનુમાન કરતાં ન માની શકાય તેવું તેમજ પદાર્થની કુદરતમાં એવું કાંઇપણ અશક્ય નથી કે જેથી પરમાત્મા આત્માને દૃશ્ય નથાય અને પરમાત્મપદના અનંત સુખની આત્માને પ્રતીત ન થાય તેમજ જગત્‌ના પાપી આત્માઓની પ્રવૃત્તિ પણ જાણી ન શકાય. ત્યારે એવો સવાલ ઉત્પન્ન થાય છે કે આવો ભેદ શા માટે રાખવામાં આવેલ હશે ? પરમાત્મા પોતે કેમ તાત્કાલિક દૃશ્ય નહિ થતા હોય ? એવું શું કારણ છે કે હજુ સુધી કોઈ પણ મનુષ્ય પરમાત્માને જોઈ શક્યો નથી. ?

આ પ્રશ્નનો જવાબ એવો છે કે પરમાત્માનું અદૃશ્ય સ્વરૂપ આપણા આત્માની હાલની સ્થિતિમાં બે રીતે ન જોઇ શકાય તેવા કારણો છે (૧) અજમાયશ તરીકેની આપણી સ્થિતિ અને (૨) કેળવણીની સ્થિતિ.

## આત્માની કસોટી.

તમારૂં હાલનું જીવન અજમાયશની સ્થિતિએ જુઓ અને તમને જણાશે કે પરમાત્માની અદૃશ્યતાની તમારે માટે હજુ ઘણી જરૂર છે. જીવનની અજમાયશ તે પદાર્થો વિષેના અતિશય અને અંકુશ વગરના વર્તનના સારા નરસા હેતુઓનો વિચાર છે. જેમાં ભુલ કે નિષ્ફળતાનો સંભવ ન હોય તેની પરીક્ષા હોઇ શકે નહીં સત્ય

વિષેના દૃઢ પ્રેમની માણસની પરીક્ષા કરવી હોય તો સત્યને અત્યંત સ્વચ્છ સ્વરૂપમાં તેની સન્મુખ મુકવું જોઇએ નહિ. પ્રમાણિક અને આતુર શોધકને તે સત્ય શોધી કાઢવા માટે માર્ગ શુદ્ધ કરી આપવો. અને તેજ વખતે બેદરકાર અને પ્રપંચી માણસ માટે સત્ય જોવાને પુરતું અંધારૂં કરવું જોઇએ. જો ભલાઇ વિષેના માણસના પ્રેમની પરીક્ષા કરવી હોય તો ભલાઇ અને બુરાઇના પરિણામો બહુ સ્થાયી તેમજ બહુજ ક્ષણિક ન હોવા જોઇએ કે જેથી તેમની વચ્ચે પસંદગી કરવાને માત્ર ગાંડો માણસજ પાછો હઠે એથી ઉલટું જ્યારે પવિત્રતા ક્લેશ કંકાશના વર્તનના ભાગીદાર થાય અને પાપી મોજ શોખની શિક્ષા દૂર અને અચોકસ દેખાતી હોય ત્યારે નૈતિક નિયમ અને વર્તનની પરીક્ષા ઘણીજ તપાસ વાળી થઇ શકશે.

હવે એમાં કાંઇ પણ સવાલ જેવું નથી કે આપણા હાલના જીવનની સ્થિતિ ઘણા પ્રમાણમાં પરીક્ષા કરવાની જરૂરીઆતવાળી છે. કારણકે જ્યારે આપણે ભવિષ્યની જીંદગીમાં જે પરીક્ષાથી ઘણો સારો લાભ થાય, તે પરીક્ષા વિષેના વિચારો આપણા મનમાંથી કાઢી નાખીએ તો પણ એટલું તો ખુલું છે કે, આપણે એવી સ્થિતિમાં મુકાયા છીએ કે, જેમાં સત્ય અને અસત્ય, સારૂં અને માઠું, જીવન અને મૃત્યુ વિગેરે દ્વંદ્વભાવ આપણી સન્મુખ છે, અને તેમાંથી શું પસંદ કરવું તેનું જોખમ આપણાપર રહેલું છે, કે જેમાં ખોટી પસંદગી થઇ જવાનો પણ દરેક સંભવ છે. સૂર્યના પ્રકાશની પેઠે દૈવિક સત્ય બેદરકાર આંખોપર આપોઆપ જઇ પડતું નથી કે મોટી ગર્જના અથવા અવાજની પેઠે તેના સિદ્ધાંતો લક્ષ વગરના કાનપર જઇને પડતા નથી. પરમાત્માના અસ્તિત્વ જેવા ધર્મના મૂળ સિદ્ધાંતો પણ માણસના મનપર જોરથી લાવવામાં નથી આવતા અથવા અતિશે પુરાવા પણ આપવામાં નથી આવતા કે જેથી સ્વચ્છંદી અને બેદરકાર મનને આપોઆપ પ્રતીતિ થઇ જાય. વિવેક બુદ્ધિ અને યાદ દાસ્તીનો સઘળો પ્રકાશ હોવા છતાં જગતના આ ખુલા છુપા ભેદો માત્ર જાગૃત અને તીક્ષ્ણ ચક્ષુઓ જોઇ શકે છે. અનાદિ જગતમાંથી નિકળતા શાંત નાના અવાજો જીજ્ઞાસા અને લક્ષ વાળા કર્ણથીજ સાંભળી શકાય છે. દિલગીર ભરેલા અનુભવથી સાબીત થાય છે કે જગતના પદાર્થોના ગુંચવાડા અને મોટા અવાજો

વચ્ચે અનાદિ સત્ય આંધળું અને બહેરૂં રહે છે. તેવીજ રીતે વીર પરમાત્માના વચનોના સંબંધમાં પણ સમજી લેવું. જીજ્ઞાસુ હોય તેનાથીજ તે વચનો સંભળાય છે, અને તેનાજ આત્માને તે હિત કરનારા થાય છે. જેઓ સત્યાસત્યનો તોલ કર્યા વગર અંધ શ્રદ્ધામાં આંધળા માણુસની માફક ચાલતા પ્રવાહમાં ઘસડાય છે, તેમને રોકીને ખરા માર્ગમાં લાવનાર તેની પોતાની ઇચ્છા વગર કાંઇ કરી શકતા નથી. એક માણુસ ડુબતો હોય તેને કોઇ કાઢવા જાય; પરંતુ તે પોતેજ બહાર નીકળવાને ખુશી ન હોય તો બીજો શું કરી શકશે, તેવી જ રીતે જેમને મહાવીરની દરકાર નથી, અને મહાવીર તેના ઉદ્ધારનો જે માર્ગ બતાવે છે તે માર્ગે ચાલવાને તે પોતે ઇચ્છાવાળો નથી તો પછી તે મહાવીર તેવા જીવોને માટે શું કરી શકશે? અપવિત્રતા કાંઈ પરમાત્મા વચ્ચે પડીને કાઢી નાંખતા નથી. પાપી માણુસને તેના દુષ્ટ વર્તનને માટે કોઇ સ્વર્ગથી બીવરાવવા આવતું નથી. માર્ગમાં પાપનું વૈર લેવાને ઉભું રહેતું નથી, તેમજ તેના મસ્ત પ્રત્યક્ષ ક્રોધથી કોઇ અંધકાર ફેલાવી દેતું નથી. કર્મ ચુપકીદી પોતાનું કામ કરે છે, તેથી પાપની દરકાર નહિ રાખવાને અને પરમાત્માને ભૂલી જવાને અથવા પોતાના જેવોજ માની લેવાને માણુસ ભૂલ કરે એ સ્વાભાવિક છે.

આવા પ્રકારનું ધોરણ જાળવી રાખવાને એ ખુલ્લી રીતે જરૂરનું છે કે પરમાત્માએ અદૃશ્ય રહેવું જોઈએ. જો પરમાત્મા સર્વ કોઇને દૃશ્ય હોય તો જગત્‌માં જે વિચિત્ર દ્વંદ્વભાવ છે, તે જોવામાં આવે નહિ, અને બધા પરમાત્માના શ્રદ્ધાળુભક્ત થઈ જાય અને તેમ થવાથી ભકિતનું માહાત્મ્ય રહે નહિ. સર્વ શકિતમાન સિદ્ધ સ્વરૂપી વીરપરમાત્મા પોતાના અદૃશ્ય સ્વરૂપને દૃશ્ય કરે તો અવિનય તે ગાંડપણ ગણાશે, અને તેથી આજ્ઞાધારકપણું એ પ્રેમની નિશાની તરીકે રહી શકશે નહિ શંકા અને શ્રદ્ધા અપવિત્રતા અને સદ્‌ગુણોનો એક સરખી રીતે અંત આવશે. સાધુ પુરૂષની પવિત્રતા તે અસત્યતા પરશ્રદ્ધાવડે મેળવેલી જીત નહિ ગણાશે. દુષ્ટતાની ખુદ શકિતઓ પાપીના હૃદયમાં નબળી પડી જશે. પરમાત્માના અદૃશ્યપણાથી ધર્મના નાયકો પોતાના જ્ઞાન અને બુદ્ધિબળથી તીર્થનું તંત્ર ચલાવતા હોયછે, તેઓ જો પરમાત્મા દૃશ્ય થાય તો કાંઇપણ મહત્ત્વપણું

ધરાવી શકે નહિ. બેદરકાર મનુષ્ય તેમજ ઘણોજ શ્રદ્ધાળુ અને ભક્તિવાન મનુષ્ય જ્યારે પરમાત્મા પોતે આવે ત્યારે એક સરખા સ્વરૂપમાં તૈયાર થઇ રહે અને સારા નઠારા તો ભેદ પછી રહી શકે નહિ આ પ્રમાણે થવાથી જગત્‌ની વ્યવસ્થા રહી શકે નહિ. વળી જે મૂળથીજ અદૃશ્ય છે તેની દૃશ્ય થવાની કલ્પના કરવી તે પણ વ્યર્થ છે. જેઓ મહાવીરપણાને પામે છે તેઓજ તેને જોઇ શકે છે. આંધળો માણસ જેમ આંખ વગર કોઇ પદાર્થ જોઇ શકતો નથી તેમ જેમના જ્ઞાનરૂપી ચક્ષુઓ ખુલ્લા નથી તેઓથી મહાવીર પરમાત્માનું અદૃશ્ય સ્વરૂપ જોઇ શકાશે નહિ. માટે મહાવીરને પગલે ચાલી મહાવીરપણું પ્રાપ્ત કરી મહાવીરના અદૃશ્ય સ્વરૂપને પામી શકાય તેવી રીતે નિરંતર ઉદ્યમવંત રહેવું એ ઘણુંજ જરૂરનું છે. આત્મા તેજ પરમાત્મા છે અને તેનુંજ સ્વરૂપ અદૃશ્ય છે તેથી આત્મા કર્મથી મુક્ત થઇ પરમાત્મપદને પામશે.

## વીરપરમાત્માના અદ્રશ્યપણાથી થતી આત્મિક કેળવણી.

મનુષ્યના આધુનિકજીવનમાં તેના આત્માને જાગૃત કરવાને અને કેળવવાને પરમાત્માના અદૃશ્યપણાનો તેટલોજ સંબંધ છે. આ જગત્‌માં જે પ્રાણીઓ ( કસોટીની ) અજમાયશની ક્રિયામાં પસાર થઇને પોતાના ભવિષ્યનો નિશ્ચય કરે છે એટલુંજ નહિ પણ જેઓ કેળવણીની ક્રિયામાં પસાર થઇને તેને માટે યોગ્ય થાય છે તેઓના જેવીજ આપણા આત્માની સ્થિતિ છે અને જ્યાં સુધી એ ક્રિયા સંપૂર્ણ થાય નહિ ત્યાં સુધી પરમાત્માના દર્શન આત્માને થઇ શકતા નથી જે શક્તિવડે વીરપરમાત્માને જોઇ શકાય છે તે શક્તિ ઘણાંજ પવિત્ર મનુષ્યમાં પણ અપૂર્ણ અને ખીલવણી વગરની હોય છે, અને અયોગ્ય આત્મિક શક્તિવાળાને પરમાત્માનું દર્શન જો કદાચ સંભવિત થાય તો જેમ ગ્રીષ્મ ૠતુનો બપોરનો સખત તાપ આંખના દરદી અને નબળા માણસને અસહ્ય થઇ પડે છે તેમ પરમાત્માના દર્શન પણ અસહ્ય થઇ પડે છે. માટે એમજ વિચાર કરવો જોઇએ કે આત્મિક શક્તિઓના આનંદ અને જોવાની શક્તિને માટે પ્રથમથીજ આત્મામાં એ શક્તિ મેળવી તૈયાર થવું જોઇએ. પરમાત્માના હૃદયને જાણવાને અને પ્રશંસા કરવાને તેની મહત્વતા

સૌંદર્ય અને ભલાઈને અનુભવવાને જોનારના આત્માના ઘણાજ જાગૃત હૃદયમાં તેવાજ ગુણો હોવા જોઇએ. એક પાળેલું જાનવર પોતાના ધણીને શરીરથી ઓળખી શકે છે પણ હૃદય, અંતઃકરણ, વર્તન વિગેરે જે ગુણોથી માણસાઈપણું ખરી રીતે કહી શકાય છે તે હલકા જાનવરને હમેશા અદૃશ્ય છે અને અદૃશ્ય રહેશે. વિચાર, વિવેક, બુદ્ધિ, પવિત્રતા પૂજ્ય બુદ્ધિ નૈતિક સદ્ગુણો વિગેરે જો કે જનાવરને વારંવાર બતાવવામાં આવે છે તો પણ તે પ્રાણીને તે સમજવાને કદી યોગ્યતા આવતી નથી અને ઉપરના ગુણો તેઓ જાણી શકે તે પહેલા તેમના પોતાનામાં એ ગુણો હોવા જોઈએ. તેઓ ડાહ્યા અને બુદ્ધિવાળાને જાણી શકે તે પહેલા તેમને પોતાને તેવા ડહાપણવાળા કરવાની કેળવણી મળવી જોઇએ. તેવીજ રીતે વળી હલકા અને જંગલી હૃદયવાળા માણુસ કે બાળક જો કે કોઇ ઉંચા વિચારવાળા અને શ્રેષ્ઠ સ્વભાવવાળા માણુસની સાથે રહેતા હોય તો પણ તેઓ ખરેખર રીતે તેને જાણી શકે છે એમ કહી શકાય નહિ. દિન પ્રતિદિન તેઓ એક બીજાને ત્યાં હાજર હોય તો પણ માત્ર શારીરિક સંબંધથીજ તેઓ તેમને જાણી શકે છે, તેઓને આત્મિક સંબંધ કે વિચાર હોતો નથી. અને હલકો આત્મા ઉચ્ચ આત્માને જોઇ શકતો નથી. તાત્પર્ય એ છે કે એક બીજાના મૂળ સ્વરૂપમાં ઓળખવાને નૈતિક અને આત્મિક પ્રકૃતિ તથા યોગ્યતા સમાન હોવી જોઇએ. અપવિત્ર, વિષયી અને સ્વાર્થી મનુષ્ય પવિત્ર અને સાધુ પુરૂષને જોઈ શકે એ તદ્દન અસંભવિત છે. સાંસારિક અને માઠી પ્રકૃતિઓમાં પવિત્રતા ભલાઇનેજ જુએ છે. સ્વાર્થીપણું સત્યથી દૂર રહે છે. અપવિત્ર માણુસના ઘણાજ નજીકના પડોશમાં હોવા છતાં તેને પવિત્ર અને સ્વર્ગીય આત્માનું દર્શન અને ઓળખાણ કેટલાક મહાસાગરો વચમાં હોય તેટલું ઘણે દૂર અને તેની દૃષ્ટિ મર્યાદાથી બહાર રહેલું હોય છે. તેઓની અંતરંગ સ્થિતિમાં ઘણોજ અંતર રહે છે. અને જ્યારે કર્મની ખીણ આડી આવે તથા પવિત્ર આત્મા તેના અંતરંગ સૌંદર્યને નષ્ટ કરી અપવિત્ર થાય ત્યારે તેણે ફરી પોતાની પ્રકૃતિનો સંપૂર્ણ સુધારો કરવો જોઇએ, અને ભલાઇનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરવું જોઇએ. તેવીજ રીતે એથી પણ વિશેષ

પવિત્રતા વગર પરમાત્માના દર્શન અશક્ય છે કોઈપણ જાતના બાહ્ય દેખાવથી કે બાહ્યજાગૃતિથી અપૂર્ણ અને પાપી પ્રકૃતિને દર્શન થતા નથી તેઓએ આત્માને પરમાત્મા કરવો જોઇએ અને તે ન થાય ત્યાં સુધી પરમાત્મ સ્વરૂપના દર્શનમાં તેને સઘળું અંધારૂં દેખાશે. પરમાત્મા તો અપૂર્ણ અને અજ્ઞાન હૃદયના મનુષ્ય પાસે આશ્ચર્યકારક રીતે હાજર હોય પરંતુ એ તો આંધળા આગળ આરસી અને બેરા આગળ ગીતની પેઠે તેનાથી જોઈ કે જાણી શકાતું નથી. સ્વર્ગીયશકિત અંતરમાં જઇ શકતી નથી, તે શ્રદ્ધાને જાગૃત કરતી નથી, અને આત્મામાં સહાનુભુતિ દર્શાવતી નથી ટુંકામાં આપણા પોતામાંજ એવું કાંઈ શ્રેષ્ટપણું હોવું જોઇએ કે જેથી આપણે પરમાત્માને જોવાને અને જાણવાને શકિતમાન થઇએ તે જેવા છે તેવા સ્વરૂપમાં જોવાને આપણે પોતેજ તેવું થવું જોઇએ અને આ સત્ય સિદ્ધાંતમાં અને અંતરંગ ચક્ષુઓમાં આત્માને વીરપ્રભુના જીવનના અંત સુધી કેળવવો જોઇએ દરેક પવિત્ર કાર્યથી, દરેક આત્મિક ઉંડી ઈચ્છાવડે, કર્તવ્ય તરફ ખાસ વલણ રાખવાથી, સત્યની લાગણીથી, પરમાત્માની ભકિતથી આસ્તિક મનુષ્યની આત્મિક શકિતઓ કેળવાઇને ઉંચા પ્રકારની થાય છે. અને આત્મિક અનુભવ ઘણો સૂક્ષ્મ થાય છે એકજ . આતુર પ્રાર્થનાથી કે પવિત્રપણે એકજ વખતની ઉંડી ઈચ્છાથી આત્મા કેળવાતો નથી પરંતુ વારંવાર આત્મિક શક્તિની પાછળ જ્યારે મજબુત થાય છે અને શ્રદ્ધાળુ આંખો પવિત્ર થાય છે ત્યારે હમેશાં પ્રકાશિત એવા પ્રદેશમાં ચડવાને આત્મા કેળવાય છે અને અંધારા ન આવે તેવી દૃષ્ટિથી દૈવિકસ્વરૂપ જોવાને શક્તિવાન થાય છે. દરેક ભવિ આત્માને માટે એવો વખત આવશે કે, જ્યારે આ કેળવણીની ક્રિયા પૂર્ણ થશે, જ્યારે સ્વાર્થીપણાના મિશ્રણમાંથી શુદ્ધ પ્રેમ પ્રદીપ્ત થશે, બધા વિઘ્નોથી મુકત થઇને પવિત્રતા જ્યારે સત્યના મધ્યબિંદુમાં આવીને મલશે અને આત્મા તેના ઘણાજ ઉંડાણમાં પરમાત્માને મળશે, અને સિદ્ધ સ્વરૂપનો અનુભવ કરશે. પરંતુ જયાં સુધી આત્મા સંસારી અપૂર્ણતાથી સંસારને વળગી રહેલ છે અને પરમાત્માને મળવાને અપૂર્ણ છે ત્યાંસુધી તેની નબળીયોગ્યતાનેલીધે તે તેને અદૃશ્ય રહેશે જેમ અજવાળું એટલું બધું વિશેષ પણ હોય છે કે મનુષ્યની આખને અંધારા ખરેખરજ લાગે

તેમજ કેટલાક વિચારો અને પુરાવાઓ એવા પણ છે કે જેમાં માણુસનું નબળું જ્ઞાન ડુબી જાય છે અને લાગણી એટલી બધી વિસ્તારવાળી અને ઉંડી હોય છે કે મનુષ્ય અંતઃકરણ તેને ધારણ કરી શકતું નથી. આપણા સાંસરિક અનુભવમાં પણ કોઈ કોઇ એવા પ્રસંગો આવે છે કે, જેમાં કોઇ ઘણાજ લાંબા વખતના ગુમ થઇ ગએલા મિત્ર કે સંબંધીના અચાનક મેળાપથી અને કોઈ આકસ્મિક ભય અથવા મૃત્યુમાંથી સહજ બચી જવાથી જે લાગણી ભરી અસર થાય છે તે અસહ્ય થઇ પડે છે અને તે પરથી લાગણીની અસરને માટે હૃદયની અયોગ્યતા અને અતિશે ઝડપનો ચમકારો સહન કરવાની અશકિત માટે સહજ વારમાં પ્રતીતિ થાય છે. મહાન્ હૃદયવાળા આત્માઓ જો કે માનુષિક વિવેક બુદ્ધિની મર્યાદાની ઘણીજ નજીક હોય છે અને ઘણાજ શ્રેષ્ટ અને ઉંચા વિચારો તેઓ ધરાવે છે તેમજ તેમનું ડહાપણ ઘણું વખાણવા લાયક હોય છે તો પણ બધા વિચારો લાગણીઓ જે માણુસ જાતને માટે સંભવિત છે તે પરમાત્માની શક્તિ સાથે સરખાવતા પોતાની નબળી શક્તિને માટે તેને પ્રતીતિ કરાવે છે અને આત્માને ઘણોજ જાગૃત રહેવાને સૂચવે છે. કયું હૃદય, કયું અંતઃકરણ પરમાત્માના પ્રતાપને સહન કરવાને શકિતમાન થશે ? આપણે ખાત્રીપૂર્વક માનવું જોઇએ કે જે આત્મા કેળવાયલો છે, પવિત્ર થએલો છે, પરમાત્મસ્વરૂપનાં ચિંતવનથી તેની છેક નજીક આવેલો છે તેજ આત્મા પરમાત્મસ્વરૂપના દર્શન કરી શકે છે પરંતુ જ્યારે આપણી આત્મિક કેળવણી અપૂર્ણ છે ત્યાં સુધી આપણા આત્મા અને પરમાત્મા વચ્ચે પડદો પડેલો છે અને મહાવીર પરમાત્માનું દર્શન તેના મૂળ સ્વરૂપમાં મનુષ્યને કદિ થઇ શકશે નહિ.



## પ્રકરણ ૫ મું.

### વીર પરમાત્માના અદ્રશ્ય સ્વરૂપની દ્રશ્ય પ્રતીતિ.

પરમાત્માના દર્શન કે જ્ઞાનને માટે આપણી હાલની સ્થિતિ સંપૂર્ણ રીતે યોગ્ય નથી. પરંતુ તે વીરપરમાત્માના જ્ઞાનને મળતું જ્ઞાન મેળવવાને માટે દરેક જાતના સાધનો તૈયાર છે, અદૃશ્યવીરપર-

આત્માનું સિદ્ધ સ્વરૂપ મહાવીર પરમાત્માના છેલા ભવમાં પ્રતીત થાય છે. પરમાત્મપદ મેળવવાને મહાવીરનો છેલો ભવ હતો અને તેથી તે છેલા શરીરે પરમાત્માનેજ યોગ્ય હતા. મહાવીર પરમાત્માએ મોક્ષનું સ્વરૂપ કહ્યું છે અથવા શિખવ્યું છે તેથી નહિ પણ તેના પોતાના શરીરમાં અને તેના જીવન અનુક્રમમાં તે આ જગત્ના જીવોને પરમાત્મપદ પ્રાપ્ત કરવાને અનેક માર્ગ બતાવી ગયા છે. એક બાળક પોતાના પિતાના વર્તન કે આકારનું વર્ણન કરે, એક વિદ્યાર્થી પોતાના શિક્ષકનું વર્ણન કરે, એક ગ્રંથકર્તા પોતાના જીવનનો હેવાલ પુસ્તકમાં લખી શકે, પરંતુ આ દરેક બાબતમાં કેટલુંએક એવું વર્ણન પણ હોય કે જે ખરેખરૂં ન પણ હોય. કેમકે ગ્રંથકર્તા જો ઘણો બાહોશ લેખક હોય તો પોતાના લખાણમાં પોતાનું જીવન એવી રીતે લખશે કે તેના પુસ્તકના વાંચનથી વાંચનારાઓ જાણે તેની સામે લાંબા વખતના પરિચયવાળા હોય તેમ દરેક બાબત અનુભવી શકે છે. તેવીજ રીતે વિદ્યાર્થીએ પણ પુજ્ય શિક્ષકના આચાર વિચાર જાણેલા હોય છે, અને તેવીજ રીતે બાળકે પોતાના પિતાનો સ્વભાવ, ટેવ, વિચાર, લાગણી અને કૌટુંબિક પ્રેમને પ્રત્યક્ષ અનુભવેલા હોય છે. અને જો કે તેના પિતાના વર્તનમાં કેટલીક બાબત એવી હોય છે કે જે પુરતા પ્રમાણમાં બાળક કહી શકે નહિ તો પણ જેટલી સારી રીતે તે બાળક તેના પિતાનો ખ્યાલ આપી શકે છે, તેટલી સારી રીતે બીજા કોઇ પણ માણસ તરફથી તેનું વર્ણન થઇ શકશે નહિ.

તેવીજ બાબત પરમાત્માના સંબંધમાં છે. જે પરમાત્મસ્વરૂપ પામ્યા છે, અને જેની પવિત્રતાનું તાદૃશપણું બીજે સ્થળે મળી શકતું નથી તેને માણસ કદી જાણી શકે નહિ. પણ આપણે એટલું કહી શકીએ કે તેને ઓળખવાને તેના હૃદયનું અને આત્માનું દરેક સૂક્ષ્મસ્વરૂપ શાસ્ત્રમાં આપેલું છે કે જે માણસ વાંચે અને તેના સ્વરૂપને જાણે. પરમાત્મા અનંત જ્યોતિ સ્વરૂપ છે, પણ તે અનંત જ્યોતિ મનુષ્યથી સહન થઇ શકે નહિ તેથી તેના સ્વરૂપનું જે વર્ણન તેમના વચનો સાંભળનારાઓ લખી ગયા છે તેથી જાણીને માર્ગ શોધી કાઢવો જોઈએ. વીરપરમાત્માનું માનુષિકજીવન એ પરમાત્માની તાદૃશ મૂર્ત્તિ છે અને તેના જીવનનો જે પરિચય તે પરમાત્માનો

જ પરિચય સમજવો જોઈએ માટે મહાવીરના માનુષિકજીવનના જેમ ઉંડા અભ્યાસી થવાય તેમ થવાને પ્રયત્ન કરવો ઘણોજ હિતકારક છે.

મહાવીરને પરમાત્મસ્વરૂપે જોવાને ત્રણ બાબતો લક્ષમાં રાખવાની છે (૧) તેનું શરીર (૨) તેનું જીવન અને વર્તન અને (૩) તેના ઉપસર્ગો (દુઃખો)

## મહાવીરનુ શરીર.

મહાવીર તેના શારીરિક બંધારણથી પરમાત્માની પ્રતીતિ કરાવતા હતા. વજ્ર ઋષભ નારાચવાળું દૃઢ સંઘાતન અને સમ ચતુરસ્ર સંસ્થાનવડે તેની મનુષ્ય કરતાં અનેક અંશે વિશેષતા પ્રગટ થતી હતી. જેમણે બાળપણમાંજ ઈંદ્ર જેવાને રમતમાં પણ હરાવ્યા હતા અને એક અંગુઠાના જોરથી જેણે મેરૂને પણ કંપાયમાન કરી દીધો હતો તે મહાવીરના શરીરપરથી તેનું મહાવીરપણું પ્રગટ જણાય તેમાં આશ્ચર્ય જેવું કશું નથી. જે શરીરપર એકજ રાત્રિમાં ઘોર અસહ્ય ઉપસર્ગો થયા અને જેમના કાનમાં લોખંડના ખીલા ઠોકયા છતાં તે દુઃખને તુચ્છ ગણી સહન કરી શકયું તે શરીરની સાધારણ મનુષ્યના શરીર સાથે શું સરખામણી થઈ શકે ? જે શરીરના અંગુઠામાંથી જેમ તે અમૃત ઝરતું હતું, જે શરીર જ્યાં વિચરે ત્યાં સોનૈયાની વૃષ્ટિ થતી, દુષ્કાળ અને પ્લેગનો નાશ થતો હતો, જે શરીરના શ્વાસોશ્વાસથી ઘણા ગાઉ સુધી પ્રાણી પોતાની જાતજાતની પ્રકૃતિને ભૂલી જઈ જન્મ વૈરનો ત્યાગ કરતાં અને જેમને માટે સુર અસુર અનેક જાતની દૈવિકરચનાઓ કરી ભકિત કરતાં તેના શરીરપરથી તે માનુસરૂપે પરમાત્મા હોવાથી પ્રતીતિ થાય એમાં કશું આશ્ચર્ય જેવું નથી. જેના સ્વરૂપની મર્યાદા નથી જેમના વચનની મહુત્ત્વતા માણસ કળી શકતો નથી અને જનાવર તથા માણસ દરેક તે વચનને પોતપોતાની ભાષામાં સમજી શકે છે. જે વચનો કદિ નિષ્ફળ જતા નથી. તે વીરપ્રભુના શરીરને પરમાત્મા કોણ નહીં કહે ? તેમના સ્વરૂપનું જેઓ ધ્યાન કરે છે તેઓને વાંચતાં, વિચારતાં, ભકિત કરતાં, હૃદયની સ્થિરતા રહે છે. આપણા જેવાજ મનુષ્યો તેમના ભકત હતા. તેમના શિષ્ય હતા.અને

શરીરની શુશ્રૂષા કરતા હતાં. આપણા જેવાજ મનુષ્યો તેને પરમાત્મા તરીકે નમન કરતા અને તેમના વચનોપર શ્રદ્ધા રાખી પોતાનું આત્મિક કલ્યાણ સાધી લેતાં. આપણા છુપા સુખ અને દુઃખમાં આપણા ઉપકાર અને અપકારમાં સ્નેહ અને શોકમાં જ્યારે આપણા અંતઃકરણને ઇશ્વરી વિશ્વાસની ઇચ્છા થતી ત્યારે જે બાબત આપણે કોઈપણ મનુષ્ય પ્રાણીને જણાવી શકીએ નહિ તે વીર પરમાત્માને પશ્ચાતાપથી, આંસુઓથી અને પ્રાર્થનાથી જણાવતા અને દયાના સાગર એવા તે પ્રભુ મનની વાત જાણી સંશય દૂર કરતાં. જેને મરવાની ઇચ્છા થાય તેવા દુઃખોને જેનાથી દિલાસો મળતો, ભુખ્યા તરસ્યા છતાં રોગગ્રસ્ત થએલા અને મૂર્છિત થતા દરેક દુઃખી પ્રાણી કે જેઓ માત્ર ઉંડી લાગણીથી વીરપ્રભુનું સ્મરણ કરતાં તેમના સઘળા દુઃખો દૂર કરી પરમ શાંતિ સુખને તે પોતાના વચનથી વર્તનથી કે પ્રભાવથી આપતા.

## મહાવીરનું જીવન અને વર્તન.

માત્ર પોતાના શરીરથીજ નહિ પરંતુ પોતાના સર્વોત્તમ જીવન અને વર્તનના નૈતિક સૌંદર્યથી વીર પ્રભુ પરમાત્માની પ્રતીતિ કરાવતા હતા. વીરપરમાત્માનું જીવન એ પરમાત્મસ્વરૂપ જોવાની જાણે આરસીજ હતી. તે પવિત્ર અને શ્રેષ્ટ પ્રકૃતિમાં પરમાત્મપદની પવિત્રતા અને શ્રેષ્ટતાની સાક્ષાત્ મૂર્તિ હોય તેવી રીતે મનુષ્યો તેને જોતા. પરમાત્માના સઘળા કાર્યો વીરપ્રભુના જીવનમાંથીજ પ્રત્યક્ષ જણાતા હતા. અને સિદ્ધ દશાની છેક -છેલ્લી અવસ્થાને પણ તેમાં તે જણાવતા હતા ઉત્તમ પ્રકારના ચિત્રમાં પણ જે કોતરણી કરવામાં આવી હોય છે તે આંખને સંપૂર્ણ ગમતી નથી કારણ જો કે તે ચિત્રામણમાં આવી શકે તેવું તાદૃશ સ્વરૂપ હોય તોપણ મૂળ સ્વરૂપના સૌંદર્ય અને રચનાનો અસલ ખ્યાલ તે આપી શકે નહિ. સુંદર ખેતરમાં અથવા જીવતા ચહેરામાં એવું ઘણું છે કે જે ગમે તેવા ચિત્રમાં સંપૂર્ણપણે આવી શકે નહિ. લીંટીઓ, આકાર રચના સરખા ભાગ વિગેરે બરાબર બારીકીથી કરેલું હોય પરંતુ વચન, જીવન, જુદાજુદા વખતના ફેરફાર દેખાડી શકાય નહિ તેમ ફરીથી ઉત્પન્ન કરી શકાય નહિ તેવીજ રીતે પરમાત્માનું સિદ્ધ સ્વરૂપ છેવટના આત્મામાં પણ આળેખી શકાય નહિ, માણસના જીવનમાં તેનું કોઇપણ પ્રતિબિંબ

પડી શકે નહિ, કુદરત તેમ કરવાને અશકત છે. તોપણ જો કે રૂપીપદાર્થમાં અરૂપીનું સ્વરૂપ આવી શકે નહિ તે છતાં સંપૂર્ણ પવિત્ર આત્મા તેનો ખ્યાલ આપવાને સૌથી ઉમદા પ્રકારનું અને સર્વોત્તમ સાધન થઇ પડે છે તેવું શ્રેષ્ઠ સાધન તે શ્રી વીરપરમાત્મા હતા. મહાવીરના મહાન્ પવિત્ર જીવનમાં પરમાત્માની મૂર્ત્તિ હોવાનું પ્રતીત થઈ શકે એમાં શંકા જેવું કશું નથી. આત્માનું સ્વરૂપ આત્મિક પદાર્થમાંજ તાદૃશ આવી શકે પદાર્થની તસબીર પદાર્થપરજ પાડી શકાય. માનસિક અને નૈતિક મહત્ત્વતાનું પ્રતિબિંબ મનવડેજ જાણી શકાય. સૂર્ય, સમુદ્ર, પવન અને આકાશ વિગેરેમાં અકળ કળા હોવાથી તેને પરમાત્માનો અંશ કદાચ કહી શકાય પરંતુ તેનું ખરૂં પ્રતિબિંબ તો જીવનવાળા વિચારવાળા પવિત્ર આત્મામાંજ પડી શકે. કારણ આત્મા તેજ પરમાત્મા એવું શાસ્ત્રીય વચન છે. પરમાત્માની છેક નજીક તો વીરપ્રભુનું જીવન હોવાથી પરમાત્માની ખરી પ્રતીતિ તેમના જીવનમાંથી જેની પ્રતીત થઇ શકે તેવી સાધારણ મનુષ્યાત્મામાંથી થઈ શકે નહિ મનુષ્યાકારેજ પરમાત્મપદ મળી શકે છે અને તેથી પરમાત્માની મનુષ્ય આકારની મૂર્ત્તિ પૂજનિક છે. અને તેથી જો પરમાત્મા આપણને યાદ આવે તો તેમનું તાદૃશ સ્વરૂપ મહાવીરના મનુષ્ય જીવન અને વર્તનમાંથી જેટલું સ્વચ્છ જોઇ શકાય છે. તેટલું બીજા કશામાંથી જોઇ શકાતું નથી.

પરંતુ સઘળી મનુષ્ય વ્યકિતઓના સામાન્ય સ્વરૂપમાં આત્માનું ધોરણ મલિન થઇ ગએલું, ઝાખુ પડી ગએલું અને ઉલટું રૂપ બતાવે તેવું થઈ ગયું છે, તેથી સ્વર્ગીય પ્રકાશ તેમની મારફત ઝળકી શકે નહિ અને કદાચ પ્રકાશ પડે તો પણ ઘણોજ ઝાંખો અને ત્રુટક પડે. હજારો અને લાખો વરસે કોઇ વ્યકિત તેવી જન્મ લે છે કે જેનો આત્મા પરમાત્માનું પ્રતિબિંબ ગ્રહણ કરીશ કે તેવો હોય છે. આ અવસર્પિણીકાળમાં છેલી તેવી મનુષ્ય વ્યકિત શ્રી વીરપરમાત્માની છે કે, જેના પ્રભાવ અને ઉત્તમ જીવનથી અનેક જીવો સંસારથી મુકત થઈ શકયા છે. અદ્વિતીય પ્રકારના જ્ઞાનમાં, શુદ્ધ પવિત્રતામાં, નમ્રતા, સમતા, પ્રેમ અને નિર્દોષપણાના જીવનમાં તે વીર પ્રભુ પરમાત્માનું દર્શન કરાવવાને એક આરસી જેવું સાધન હતું. તેના આશ્ચર્યકારક જીવનના ઇતિહાસનું જેમ જેમ આપણે

મનન કરીએ છીએ, અને દુષ્ટ પ્રાણીઓની દુષ્ટતા પોતાની છતી શકિતએ સહન કરી જેમણે પોતાને આત્માને પવિત્ર કરવાનુંજ લક્ષ રાખેલું હતું, તે પર વિચાર કરતાં અંતઃકરણ ઉચ્ચ ભાવનાથી તેમના તરફ આકર્ષાય છે, અને પવિત્ર આંખોથી તે પવિત્ર મૂર્ત્તિનું દર્શન કરવાની ભાવના પ્રદીપ્ત થાય છે. તેમના જીવનના અશ્રાંત ઉપકારના તેના તીર્થ પ્રવર્તનમાં જેમ જેમ આપણે તેની પાછળ ચાલીયે છીએ તેમ તેમ દયાના સાગર એવા પ્રભુ કે જેમાં દિલગીરીને પણ દિલાસો મળે છે, અને પશ્ચાતાપને પવિત્રતા પ્રાપ્ત થાય છે, પાપી માણસો પણ તેના આવાગમનથી કેવી દયામણી ચીસો પાડે છે, અને મૃત્યુની ઇચ્છા કરનારા તેના તીર્થમાં કેવી રીતે સામેલ થાય છે, તે જોતાં આપણા હૃદયમાં તે મહાવીર પ્રભુ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી. તેમના પવિત્ર દર્શનથી પાપીની પાપવૃત્તિ નષ્ટ થાય છે, ભુખ્યાની ભુખ અને તરસ્યાની તરસ મટી જાય છે, વેર વેર કરતો પ્રાણી શાંત થઇ જાય છે, બોજાવાળાને આરામ મળે છે, તેમના એકજ વચનથી પ્રાણી માત્રમાં કેવો ઉત્સાહ પ્રગટ થાય છે, અને હૃદયના છુપા દોષ દૂર કરવાને ઉપકારની લાગણીથી તેની કેવી રીતે પ્રાર્થના થાય છે, અંતરના ગુંચવાડા અને દુઃખો, ન ભૂલી શકાય તેવા હૃદયના ઘા, અંતરમાંથી દૂર ન થાય તેવી મલિનતા, તે વીર પ્રભુના દર્શનથી અને તેમના જીવનના અભ્યાસથી ક્ષણવારમાં નષ્ટ થાય છે. તેના છુપા આશ્ચર્યકારક કાર્યોની અસર જયારે આપણે તપાસીએ છીએ, અને પ્રાણીઓ પોતાના આત્માને ભૂલી જતા કેવી રીતે થડકીને જાગૃત થાય છે, અશાંતિમાં કેવી રીતે એકાએક શાંતિ થાય છે, તેનો વિચાર કરતાં તેના આત્માના પ્રકાશિત કીરણો મનુષ્યના આત્મામાં અલૌકિક વીજળીક અસર કરે છે, એમ આપણને પ્રતીત થાય છે. જયારે આપણે તેની ભલાઇનું ઉડાઉપણું અને શકિતનો અદ્ભુત ચમત્કાર જોઇએ છીએ ત્યારે તેના પ્રત્યે આપણી મનોભાવના ઉચ્ચ નથી થતી ? અને તે વીરપરમાત્મા એકજ આપણા ઉદ્ધારનો આધાર છે. એવી રીતે હૃદયમાં નિશ્ચય નથી થતો?

દરેક મનુષ્ય એટલું તો સમજી શકે કે પવિત્ર અને અનંત શક્તિવાળા આત્માનો જોઇ શકાય તેવો આકાર બનવો કેટલો સુ-

શકેલ છે ? જે આકારને સામાન્ય મનુષ્ય પ્રેમ વળગી રહે તેવું સ્વરૂપ આપવું વળી એથી પણ કેટલું વિશેષ મુશીબતી ભરેલું છે ? પરમાત્મા સંબંધી વિચાર લાવવાને પ્રૌઢ વિચાર શક્તિની અગત્ય છે, જે વિચારની પાછળ મન તેની ઘણીજ ઉંચી અને વિચારવંત સ્થિતિમાં પણ હૃદયના પ્રયત્નથી જોર કરશે નહિ પણ ગમે તે ક્ષણે તેને એકત્ર કરી શકાય છે અને સંસારની તીવ્ર લાલચોની વચમાં તેને બીજી અસર થવા પામે નહિ. પવિત્ર પરમાત્મસ્વરૂપનો વિચાર આકાર વગર, લાગણી વગર, મર્યાદા વગર, બધુ જાણીને, બધામાં પસાર થઈને, બધામાં શ્રેષ્ટતા મેળવીને પણ સામાન્ય ઉપયોગને માટે અર્થ વગરનો અને જુદો પડે તેવો છે. સાહિત્યરસિક હૃદયને તે ઉંચા સાહિત્ય પુરા પાડે પણ અંતરંગ ધારણ શકિતને માટે તેનું ધોરણ ગ્રહણ થઇ શકતું નથી. શાંત અને મનન અવસ્થામાં આત્માને તે વિચાર આવે પણ જ્યારે આપણે હમેશની જીંદગીની ચિંતા અને ખટપટ કે જ્યાં તે વિચાર જાગૃત રહેવાની જરૂર છે તેમાં લુબ્ધ થઇ જઈએ છીએ. ત્યારે તે પવિત્ર શ્રેષ્ટ વિચાર અદૃશ્ય થઈ જાય છે. વળી પૂર્વે કહ્યું છે તેમ પરમાત્માનું માત્રઝાંખુઉપરઉપરનુ જુદું દર્શન મનુષ્ય પ્રેમ અને સહાનુભૂતિથી બહુ દૂર નથી. પવિત્ર અતઃકરણ મહાવીરમાંજ પરમાત્માને જોઇ શકે છે, તે પરમાત્માના કાર્યો જોઈને તેને કાંઈક વિશેષ ઇચ્છા થાય છે તેને પરમાત્માની છેક નજીક જવાની જીજ્ઞાસા થાય છે. પિતા પુત્રના પ્રેમની પેઠે મહાવીરની સાથે તે પરિચિત થવાની ઇચ્છા રાખે છે. એક મિત્ર તરીકે તે મહાવીરને સઘળા દુઃખો કહેવાને ચાહે છે અને તેના અંતઃકરણમાં પોતાના વિષે લાગણી થાય તેવી રીતે દયાની માગણી કરે છે. પરંતુ સર્વવ્યાપકપણું, સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું રૂપ અને આકાર વગરનું, સાદિ અનંત સ્થિતિનું અસ્તિત્વ પરમ અનંત શાંતિવાળું આ બધા પરમાત્માના મુખ્ય વિશેષણોથી જે વિચાર ઉત્પન્ન થાય છે તે મનુષ્ય ઇચ્છાઓ અને લાગણીઓને આકર્ષણ કરવાને બદલે દૂર હાંકી કાઢે છે, જાગૃત કરી ઉંચે ચડાવવાને અને સંપૂર્ણતા પ્રાપ્ત કરાવવાને બદલે દાબી દે છે અને કચરી નાખે છે. કંપારી છુટે તેવા ભયથી મનુષ્યની નબળાઇમાં આથી નિરાશાની સાથે વૃદ્ધિ થાય છે ઠંડી હવાથી કાંઇ આપણે ઘર બનાવી શકીએ નહિ, હાથ વડે આ-

કાશને ગ્રહણ કરી શકાય નહિ. આવી જાતના વિચારમાં ભૂલાવામાં પડેલો આત્મા કોઇ એકાંત પર્વતપર ભટકતા ભૂલી ગએલા ધ્રૂજતા બાળકની પેઠે આ બધી અતિશયોક્તિ અને મહત્વતાના સમાધાનને માટે કોઇ પરિચિત અવાજની ઇચ્છા રાખે છે અથવા કોઇ છાયાં વાળી જગ્યામાં એવી દૃષ્ટિની જીજ્ઞાસા રાખે છે કે મિત્ર થઇને તેના અસ્થિર હૃદયને શાંત અને સમાધાન્નવાળું કરે.

આવા પ્રકારની ઉંડી લાગણીની કુદરતી ઇચ્છા સંપૂર્ણ સમાધાનિથી અને સંપૂર્ણ ખાત્રીથી વીરપરમાત્માના શરીરમાંથી મળી શકે છે. કારણ કે ઉપર કહેલા વિશેષણો જેમને છેવટે લાગુ થવાના છે તેવા વીર પ્રભુને પરમાત્મા તરીકે આપણે પૂજીએ છીએ, ભક્તિ કરીએ છીએ, તેના વિશે સ્વચ્છપણે વિચાર કરીએ છીએ અને તેના પર વિશ્વાસથી અને જગતના કોઇ પણ સંબંધી કરતા વિશેષતાથી પ્રેમ કરીએ છીએ જે મુખ્ય બાબતથી આપણા ઝાંખા વિચારોનું સમાધાન થાય તે અહીં વીર પ્રભુમાં છે, અને જેમા આપણી હેતુ વગરની લાગણીનું વલણ થાય તેવું તે ગોઠવાએલું વીરપ્રભુ રૂપ ક્રોક છે.

## વીરપરમાત્માના ઉપસર્ગો (દુઃખો).

વીરપ્રભુના મનુષ્યજીવનમાં અદૃશ્ય પરમાત્માની પ્રતીતિનું ત્રીજું કારણ તેના ઘોર ઉપસર્ગો છે. સામાન્ય મનુષ્યોને પણ વીરપ્રભુ પ્રત્યે જે પૂજ્ય બુદ્ધિ થાય છે તેનું કારણ તેના અસહ્ય ઘોર ઉપસર્ગો છે; કારણ કે તે દુઃખને સંભાળીને મનુષ્ય તેની અપૂર્વ શક્તિનો ખ્યાલ કરી પોતાના દુઃખમાં દિલાસો મેળવે છે. એક મિત્રના પ્રેમની ત્યારેજ કસોટી થાય છે કે જ્યારે તે ખરે વખતે આત્મ ભોગ આપી પોતાની જાતને પણ તુચ્છ ગણે છે, અને મિત્રના કાર્યને માટે પોતાની જાતને વેચવાને અને સહનશીલતા રાખવાને હર્ષપૂર્વક તૈયાર થાય છે જ્યારે મનુષ્યને અસહ્ય દુઃખનો ધકકો લાગેલો હોય મુશ્કેલી અને પીડાથી જ્યારે દિઙ્મૂઢ બની ગયો હોય, અને જે વિતાક વીતે તે શાંતપણે સહન કરવા પડતા હોય ત્યારે સત્ય અને ભલાઇ માટેની પવિત્ર માન્યતા પ્રભુની ભકિત અને પ્રાર્થના ખરા રૂપમાં થાય છે, પરંતુ જ્યારે સુખશાંતિ હોય અને પ્રમાણિકપણે બધું ધા-

રણ ચાલતું હોય ત્યારે તેવી આતુરતા ભાગ્યેજ હોઇ શકે છે. માટે વીરપરમાત્માના વર્તન સાથે આપણે સંબંધ રાખવાને આપણું મહાન્ માનુષિક આચરણ પ્રેમ અને પવિત્રતાથી ભરપૂર રાખવું જોઇએ, અને પરમાત્માએ મનુષ્યપણે જે દુઃખો સહન કર્યા છે. પોતાના શરીરને જે રીતે તુચ્છ ગણ્યું છે અને અનેક આત્માનો તેથી જે મોક્ષ કીધો છે તેનો ખંતપૂર્વક અભ્યાસ કરી તેમના અદ્વિતીય જીવનને આપણા હૃદયમાં આળેખી રાખવું જોઇએ.

મહાવીર પ્રભુના ઘોર ઉપસર્ગો અને દુઃખો તથા આત્મભોગ સિવાય બીજે કોઇ સ્થળે ગમે તેવા દુઃખી સ્થિતિમાં પણ પરમાત્માની શક્તિની પ્રતીતિ થતી નથી, ગમે તેવા દૈવિક ઉપકારના કાર્યથી પરમાત્માનો પ્રેમ મનુષ્યથી મેળવી શકાતો નથી. ન ખૂટે તેવી દૈવિક શક્તિની વીરપ્રભુમાં પ્રતીતિ થાય છે એટલુજ નહિ પણ જેનામાં આખું જગત્ ડોલાવવાની શક્તિ છે તે પોતે દુઃખ સહન કરે છે, ત્યારે તેના અતીશે સહનશીલપણાની પણ અપૂર્વ પ્રતીતિ થાય છે. વીરપરમાત્માને તેની શક્તિ બતાવવામાં કાંઇ પણ વિઘ્ન નહોતું.તેનો અખૂટ જ્ઞાનનો ખજાનો ભરપૂર હતો અને તેની અનંત શક્તિનો પ્રવાહ ચાલુ હતો. તેના ઉપકારના કિરણોનું અજવાળું ઓછું કરવાને કોઇ પણ અંધકારમાં શક્તિ નહોતી, જેના એકજ વખતથી આખી દુનીઆ ભોગ આપવાને તૈયાર થાય અને જેના હાથના સહજ જોરથી તેના સૌદર્યમાં ઝાંખું પડી જતું જગત્ ઉથલપાથલ થઈ જાય ટુંકામાં જે અનંતશક્તિના નાયકને માટે કોઈ પણ હૃદયના પ્રયત્નની, લાગણીની. આત્મભોગની કાંઈ પણ આવશ્યકતા નહોતી. તેનો પરમાત્મસ્વરૂપ આત્મા સર્વ શક્તિમાન હતો. પરંતુ તે છતાં તેમણે અતિ સહનશીલપણે જે ઘોર ઉપસર્ગો સહન કરી કર્મશત્રુનો પરાજય કર્યો છે તેનું રહસ્ય સમજવાથી મનુષ્ય આશ્ચર્યમાં ગર્ક થઈ જાય છે.

વીરપ્રભુનો સ્વાત્મભોગ જુદાજ પ્રકારનો હતો. મનુષ્યને જે જે કુદરતી બક્ષીસ મળેલી હોય છે તે માત્ર જોતાં વીરપ્રભુમાં શ્રેષ્ટતા અને ભલાઇનો જે અખૂટ ખજાનો હતો મનુષ્યોના ઉદ્ધાર માટે જે ઉપકારની લાગણીનો પ્રવાહ છૂટતો હતો. અને જેની બરોબરી કરવાને કોઈ પણ સામર્થ્યવાન હતું નહિ. તેમજ તેની જગ્યા રોકે તેવો

કોઇ પણ મનુષ્ય આ કાળમાં, આ પ્રદેશમાં અસ્તિત્વ ધરાવતો નહોતો. તે શ્રી વીરપ્રભુના ઉપસર્ગો કોઇ ઉંડા રહસ્યને સૂચવે છે. મનુષ્ય માત્રને પોતાના આત્મિક ઉદ્ધાર માટે તેના તરફ પૂજ્ય બુદ્ધિથી ઘણું કરવાનું છે. જગતના અનંત પદાર્થોમાં બે મુખ્ય છે, અને તેમાં પણ સૌથી શ્રેષ્ટતા ફકત આત્માની છે. આત્મા અનાદિ છે, તે અંદરથી પરમાત્મ સ્વરૂપી છે અને બીજો કોઇ પણ જગત્‌નો પદાર્થ તેની બરોબરી કરી શકે નહિ. એટલુંજ નહિ પણ જે જે પદાર્થો દૃશ્ય કે અદૃશ્ય આ જગત્‌ની સપાટીપર જોવામાં આવે છે તે અમુક આત્માના આશ્રિત હોય છે અને તેથી જીવદ્રવ્ય સર્વ દ્રવ્યોમાં સર્વોત્તમ છે. હવે બીજા સઘળા આત્માઓ અનાદિકાળથી અપૂર્ણ છે, કર્મની મલિનતા તેને લાગેલી છે, પરંતુ માત્ર વીરપરમાત્મા એકજ તે વખતે અતિ પવિત્ર આત્મા હતા અને બીજાઓ જે જે પવિત્ર થતા હતા, તેનું આલંબન તેજ માત્ર હતા. એવું હતું છતાં જેમ કુંભારનું એકજ ઘણું રમણિક અને મનોહર વાસણ હોય અને તે તેને ઘણું પ્રિય હોય તોપણ તેનો નાશ થવાને અને જગત્‌ના પગ નીચે કચરાવાને જેમ ફેંકવામાં આવે છે તેમ શ્રી વીરપ્રભુએ પોતાના તે વખતના બરોબરી ન થાય તેવા એકજ આત્માને ઘોર દુઃખો સહન કરવાને તૈયાર રાખેલ હતો હજારો ઘેટાઓમાં જેમ એકજ ઘેટું ડાઘ વગરનું હોય અને તે એકજ સૌંદર્યની મૂર્ત્તિ તરીકે સૌને પ્રિય લાગતું હોય તેને માથે દુઃખનો વરસાદ વરસાવવામાં આવે તેમ શ્રી વીરપ્રભુએ હજારો જીવોના એકજ આધાર રૂપ પોતાના શરીર અને આત્માને દુઃખોનો અસહ્ય વરસાદ સહન કરવાને તત્પરતા જણાવી હતી. પૂર્વના કર્મ શત્રુને દૂર કરવાનો જે માત્ર ઉપાય હતો ને કીધા વગર સંપૂર્ણ પરમાત્મપદ પ્રાપ્ત ન થાય એવું જેને જ્ઞાન હતું તેમણે તે ઉપાયથી કર્મ શત્રુપર વિજય મેળવ્યો અને ક્ષણિક એવા શરીરથી પોતાનાપર આધાર રાખતા અસંખ્ય જીવોના આત્માને પોતાની પેઠેજ કર્મ શત્રુપર વિજય મેળવવામા સહાયતા આપી ઘણા લાંબા કાળના ઘોર પાપી મનુષ્ય આત્માઓ અને ભવિષ્યમાં ઘણા કાળે જેઓ પવિત્ર ન થાય તેવા વર્તમાન જીવો તેમના ઘોર ઉપસર્ગ જોઇને અને તેમણે બતાવેલા સંયમ તપ આદિ માર્ગનું અવલંબન લઇને પોતાનું શ્રેય કરવાને સમર્થ થયા છે. જ-

ગત્‌ના ઇતિહાસોમાં પરમાત્માનું દુઃખમય જીવન એ એક અતિ ઘણા-આશ્ચર્યને ઉત્પન્ન કરનારૂં રહ્યું છે. અસહ્ય દુઃખોમાં પણ જેના ચક્ષુ અશ્રુ વગરના રહ્યા હતાં અને જે દુઃખ સહન કરતાં એક પણ શબ્દોચ્ચાર સરખો જેમણે કીધો ન હોતો તેમાં ખરેખર ઘણા છુપા રહસ્યો સમાએલા છે. અતિ ઘણા ઉપસર્ગોથી જેમ તેણે પોતાનું પરાત્મ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે તેમજ હજારો જીવોને પણ પરમાત્મપદ અપાવ્યું છે. આજ માત્ર તેનુ ચરિત્ર શાસ્ત્રકારોએ વર્ણવ્યું છે તેજ આધારરૂપ છે અને તેમાં જે રહસ્ય છે તે જેઓ આજ પણ સમજે છે તેઓ-પોતાની ઉન્નતિનો માર્ગ સરળ કરી શકે છે. એ દુઃખમય ચરિત્ર સાંભળી હૃદય દયાર્દ્ર થાય છે. કર્મ શત્રુ પ્રત્યે તિરસ્કાર છૂટે છે અને તેનાથી મુકત થવા માટે ગમે તે સહન કરવાને શ્રેષ્ઠ આત્મા પ્રયત્નવાન થાય છે.



# પ્રકરણ ૬ ઠું.

## મહાવીર પ્રભુનો એકાંતવાસ.



દરેક મહાન્ હૃદયને માટે અમુક પ્રમાણમાં એકાંતવાસ નિયમ હોય છે. એક સામાન્ય મનુષ્ય પ્રાણી પોતાની આસપાસ એકાંત સ્થિતિમાં આત્મિક અનુભવનો વિચાર કર્યા વગર મનુષ્ય જીવનની સપાટીમાં ઉચ્ચપદપર આવી શકે નહિ. ઉચ્ચામાં ઉંચી આત્મિક શ્રેષ્ટતા ખરેખર માત્ર મુલ્લા અને સાદા જીવનથી મળી શકતી નથી, તેમજ સાહિત્યના ઉચ્ચામાં ઉચા તત્ત્વને અને એક બાળકની સામેની રમ્મત ગમ્મતને પણ આત્મિક શકિત એકાંત વિચાર કર્યા વગર શ્રેષ્ટ રીતે ગ્રહણ કરી શકે નહીં. જો કે એટલું ખરૂં છે કે મહાન હૃદયવાળા મનુષ્યો હલકા મનુષ્યના સુખ દુઃખ કરતાં ઉચી લાગણીવાળા હોય છે, તોપણ આપણે તેજ વખતે માનવું જોઇએ કે વિચાર અને લાગણીનો એવા પણ પ્રવાહ ચાલુ રહેલા છે કે જેનો અંત માત્ર મોક્ષ પ્રાપ્ત થાય ત્યારેજ આવે છે. ઘણાં મનુષ્યોમાં પર્વતપર અમુક ઉંચાઇએ ચડવાની શકિત હોય છે, પરંતુ તેમાં એવા

પણ શિખરો હોય છે કે જ્યાં નબળી શકિતવાળાઓ ચઢી શકતા નથી, અને કદાચ તે શિખરપર ચડવાને શક્તિમાન થાય તો સમજવું કે તેનો માર્ગ સામાન્ય મનુષ્યો કરતાં એકાંત હોય છે.

જ્યારે મહાન્ હૃદયના મનુષ્યોનો માર્ગ આ રીતે સામાન્ય મનુષ્યો કરતાં એકાંત વાસવાળો હોય છે ત્યારે જેના હૃદયની માપ થઈ શકતું નથી તેવા વીર પરમાત્માના જીવનની ઉચ્ચતા એકાંતમાં હોય એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. મહાવીર પ્રભુનો એકાંત વાસ કોઈપણ મનુષ્ય પ્રાણી કરતાં વિશેષ હતો. "હું એક છું અને મારૂં કોઇ નથી" એવા પ્રકારની જે એકત્વ ભાવના તેનેજ ખરો એકાંત વાસ કહેવાય છે. મનુષ્ય પ્રત્યેની તેની અતિ ઘણી કોમળ દયા,, પાપ મુકત કરવાની તેની ઉંડી લાગણી, એક કંગાળના દુઃખને દૂર કરવાવાળું જેનું કોમળ અંતઃકરણ, એક બાળકપર જેની હમેશની અમીની દૃષ્ટિ, એ બધું હોવા છતાં તે ગમે ત્યાં વિચરતા અને ગમે તેટલા મનુષ્યો તેની આસપાસ હોયતે છતાં તેમહાવીર પ્રભુપોતાનાઆત્મિકસ્વરૂપનીએકાંત અવસ્થામાંજ મગ્ન હતા. તમો જેઓ માબાપ છો તેઓનેજે વિચારો વારંવાર આવે છે, જે ચિંતા અને વ્યાધિ તમારા અંતઃકરણમાં રોજ થયા કરે છે તેને માટે ખાત્રીથી કહું છું કે તમારાં છોકરાં રાત દિવસ તમારી સાથે રહેવા છતાં કાંઇપણ જાણી શકતા નથી. તમારી ચિંતા તમારા એકાંત અંતઃકરણમાં એકાતપણે તમેજ અનુભવો છો તમે ક્ષણવાર તેનાથી જુદા પડતા ન હો, તેમની સાથે સ્નેહથી વાતચીત કરતા હો, તેના દરેક છોકરમતના વિચારો અનેલાગણીઓનો જવાબ આપતા હો, તેઓ કહે તેમ કરતા હો, તોપણ દરરોજ તમારા અંતઃકરણમાંથી હુજારો બાબતો એવી પસાર થતી હોય છે જેવી કે તમારા ધંધાને લગતી, તમારી યુક્તિ અને યોજનાને લગતી, તમારી મુશ્કેલી, ભય, આશા અને જીંદગીનો લાભ, તમારો સામાજીક સંબંધ, તમારી આસપાસ બનતા બનાવો વિગેરે સેંકડો બાબત વિષે તમારા મનમાં વિચારશ્રેણી એકાંતપણે ચાલુ હોય તેનો અંશ માત્ર પણ તમારા છોકરાને ખ્યાલ પણ હોતો નથી. આવી બાબતો વિષે તેમની સાથે વાતો કરવાનો સ્વપ્નમાં પણ તમોને વિચાર થતો નથી. અને કદાચ થાય તોપણ તેઓ કાંઇ સમજી શકે નહિ કે તમોને દિલાસો આપી શકે નહિ એક

એવી નાની દુનીઆ છે કે જેમાં તેમની લાગણીની રમત મજબુત અને અસ્થિર હોય છે પણ તેની ઉપરાંત તેમનામાં કાંઇ પણ સમજવાને શક્તિ હોતી નથી. કુટુંબમાં કોઇ અકાળ મૃત્યુ થઇ ગયું હોય અને તેના દુઃખથી જ્યારે કુટુંબના સઘળા માણસો શોક અને સંતાપમાં ગર્ક થઇ ગયા હોય ત્યારે તેજ કુટુંબના નાના બાળકો કે જેઓ મૃત્યુજીવનમાં કાંઇ સમજતા હોતા નથી, તેઓ અજાણપણે આડોશી પાડોશીને ત્યાં રમતા હોય છે.

ઉપરના દૃષ્ટાંતો સહજ સમજી શકાય તેવા છે. જગતના મનુષ્યોમાં જેમ બાળકો છે, તેમજ મહાવીર પરમાત્મા આગળ બીજા દરેક મનુષ્યો તે બાળક બરોબર છે. મહાવીર પરમાત્માના શક્તિવાન્, છુપા વીર્યના એકાંતવાસનું પ્રમાણ બાળક અને માબાપના ઉપરના દૃષ્ટાંતને બરાબર મળતું આવી શકતું નથી. કારણકે, બાળક અને માબાપ વચ્ચે જે એકાંતવાસનો અંતર છે, તેના કરતાં મહાવીર અને મનુષ્યોના આત્માની સ્થિતિના અંતરનું પ્રમાણ ઘણુંજ વિસ્તારવાળું છે. જેમકે તેજ બાળક જ્યારે સહેજ ઉમ્મર લાયક થાય છે, ત્યારે જે એકાંતવિચાર અને ચિંતાઓથી તે અજ્ઞાન રહેતો તે તરતજ સમજવા લાગે છે, અને તેની એકાંત સ્થિતિ પણ તેના માબાપ જેવી થઇ પડે છે, પરંતુ મહાવીર પરમાત્મા અને મનુષ્ય વચ્ચેનો અંતર એક નહિ પણ અનેક ભવ વીતી જવા છતાં દૂર થતો નથી, કારણકે જ્યારે મનુષ્ય મહાવીરપણાને પ્રાપ્ત થાય ત્યારેજ તેને મહાવીરના જેવી એકાત આત્મિકવિચારણાની સ્થિતિ પ્રાપ્ત થઇ શકે, જે સ્થિતિ પ્રાપ્ત કરવાનું કોઇ વિરલ મનુષ્યથી બની શકે છે. વીરપરમાત્મા મનુષ્યરૂપે જગત્માં વિચરતા હતા, પણ તેના એકાંતપણાને જગત્ જાણી શકતું નહીં. અંધકારમાં પ્રકાશ ઝળકી ઉઠે છે. પરંતુ અધકારથી તે પ્રકાશને જોઇ શકાતો નથી, તેવીજ રીતે શ્રી વીરપ્રભુ પરમાત્મપદ પ્રાપ્ત કરવાને તીર્થંકરપણે એકલાજ જન્મ્યા હતા, અને તેનું જીવન કોઇ પણ મનુષ્ય કરતાં ઘણું ઉચ્ચ ભાવનાવાળું એકાંત હતું; જે જમાનામાં તેઓ વિચરતા હતા તે જમાનાના જીવો કરતાં તેમનામાં અસાધારણ એકાંતપણું હતું. તેમના વિચારો, સિદ્ધાંતો, હેતુઓ, શિષ્યો, જીવનનો ઉદ્દેશ તે તે વખતના લોકોના જેવા નહોતા, તેમજ બીજી કોઇ પણ દુનિયાની પ્રજાને

માગતા નહોતા, પણ તે તદ્દન એકાંત અને સાદિ અનંત સિદ્ધ સ્વરૂપને માગતા હતા કે જે સ્થિતિ સંસારના કોઈ પણ ભાગમાં હોતી નથી. ગૌતમ સ્વામી કે જેઓ નિરંતર વીરપરમાત્માની પાસેજ રહેતા હતા અને અતિ-ઘણા પ્રેમથી તેમને ચાહતા હતા, છતાં મહાવીર પરમાત્માના અપૂર્વ વૈરાગ્યને અને તેના એકાંત કર્મયુદ્ધને તે કળી શકયા નહોતા અને જ્યારે વીરપરમાત્માથી તેઓ દૂર હતા, ત્યારે મોક્ષે ગયાની હકીકત સાંભળી ત્યારેજ ગૌતમ સ્વામીને તેની વૈરાગ્યદશાનું લક્ષ્ય થયું, અને પોતે પણ રાગ તજીને વૈરાગ્ય ભાવનામાં આવ્યા, અને તેજ વખતે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. ગૌતમ સ્વામિ કે જેઓ તેના પહેલા ગણધર હતા, અને તદ્ભવ મોક્ષગામી હતા. તેઓ તેમની એકાંત સ્થિતિ કળી શકયા નહિ, તો પછી સામાન્ય મનુષ્યથી તે અંશ માત્ર કેમ જાણી શકાય ? તે શ્રી વીરપ્રભુ ટુંકા મનવાળા, હલકા હૃદયવાળા, વિકારને વશ થનારા અને અપવિત્ર જીવન ગાળનારા મનુષ્ય સમૂહમાં થઈને પસાર થતા હતા, ઘણાજ સ્વાર્થી મનુષ્યોમાં, દુશ્મનોમાં, અસંતુષ્ટ પ્રકૃતિવાળા મનુષ્ય સમુદાયમાં ગમે ત્યાં તેઓ વિચરતા છતાં તેમનું હૃદય હમેશાં જગત્પર ઉપકાર કરવાની યોજનામાં અને મનુષ્ય પ્રાણીના ઉદ્ધાર માટે આત્મભોગ આપવાના રાગ દ્વેષ વગરના પ્રેમથી ભરપુર હતું. અને જ્યારે તેનું આખું જીવન પસાર થયું, અને જે મનુષ્યો પોતાના વિચાર અને વિકારના પરિઘથી બહાર જઈ શકતા નહોતા તેમની વચ્ચે તેમના જીવનનો ઘણો વખત પસાર થતો હતો છતાં તેનો અંતરંગ આત્મા પરમાત્મપદના વિચારોથી ભરપુર હતો, અને તેમની એ એકાંત સ્થિતિ તેઓ એકલાજ અનુભવી શકતા હતા. તેના અનંત શકિતના આત્મામાં કેટલું બધું ઉંડાણ હતું કે, જેનું આસપાસના કોઈ પણ પ્રાણીથી માપ પણ થઈ શકતું નહોતું. જેમને પોતાના ખાસ શિષ્યો કર્યા હતા. તેમને પણ જેમની અંતરંગ સ્થિતિનો અનુભવ મળી શકતો નહોતો. હજારોના ટોળાની વચ્ચે તેમનો એકાંત વાસ હતો, તેમણે પોતાના જીવનના માર્ગમાં એકલાજ પ્રયાણ કરી સિદ્ધપદ પ્રાપ્ત કર્યું છે, અને તેમની સાથે કોઈ પણ મનુષ્ય હતા નહિ. જેઓ તેમના વખતમાં સાથે મોક્ષે ગયા. તેમના આત્માની ગતિનો માર્ગ અલગ હતો, કારણકે દરેક આત્માને સરખા કર્મ

હોતા નથી, અને તેથી તે કર્મ શત્રુપર વિજય મેળવવાના માર્ગ દરેક આત્માને માટે જુદા જુદા હોય છે.

એકાંતપણા વિષે જે વિચાર મેં ઉપર રજુ કર્યો છે, અને મહાવીરના જીવનનાં મનુષ્યપણે આત્માની એકાંત સ્થિતિ વિષે જણાવેલું છે, તેથી જરા આગળ વધીને તેમના જીવનના દુઃખના અનુભવના ચોકસ ભાગ વિષેની વધારે વિગતમાં આપણે હવે ઉતરીશું.

## મહાવીર જીવનના દુઃખનો અનુભવ.

જો કે મહાવીરના દુઃખો તે અમુક આત્માના એકાંત અને ચોકસ માલીકીના દુઃખો હતા એમ કહેવાનો ભાવાર્થ નથી તોપણ બીજા ઘણા મનુષ્યોના દુઃખો કરતાં તે દુઃખો ઘણા જુદા પડે તેવા હતા. તેમજ તેમના દુઃખો અસાધારણ પ્રકારના અને ન સરખાવી શકાય તેવી જાતના જુલમવાળા હતા એમ પણ કહેવાનું તાત્પર્ય નથી પરંતુ જે મુદ્દા વિષે વાંચકોનું ધ્યાન ખેંચવાની જરૂરીઆત છે તે એ છે કે આ છુપા દુઃખના સહન કરનારની પ્રકૃતિ સાથે અમુક એવી સ્થિતિ હતી કે જેથી તેમના દુઃખો એવા પ્રકારના કહી શકાય કે તે કોઈ પણ મનુષ્યથી સહન થઈ શકે તેવા નહોતા. તે ઉપસર્ગમાંથી જે અમુક સત્ય હકીકત મળી આવતી તે ઉપરથી તેમના જીવનના વર્તનમાં જે શ્રેષ્ટતા અને અદ્વિતીયપણું હતું તે માનુષિક અનુભવની શક્તિથી ન કળી શકાય તેવું હતું એમ કહેવામાં કાંઈપણ વિશેષતા જેવું નથી. તેથી કરીને મનુષ્ય જાતના ઇતિહાસમાં જે કાંઇ અનહદ દુઃખોની હકીકત મળી આવે તેના કરતાં મહાવીર પ્રભુના દુઃખો મનુષ્યપણામાં તે એકલાથીજ સહન થઈ શકે તેવા એકાંત હતા, એમ કહેવામાં પણ અતિશયોક્તિ જેવું નથી.. કર્મશત્રુ સાથેના યુદ્ધમાં વિજય મેળવતા દુઃખના ભયંકર દબાણને એકાંતપણે સહન કરતાં તેણે મનુષ્યજાતને કર્મશત્રુપર વિજય મેળવવાની ઘણી કુંચીઓ પરોક્ષપણે બતાવી આપી હતી. ઉપરના વિચારને અનુસરીને મહાવીર પ્રભુના દુઃખો (ઉપસર્ગો)માં જે સંયોગો હતા તેમાંના મુખ્ય એક બેપર અને કાંઈક વિચાર કરવા પ્રયત્ન કરીશું.

માગતા નહોતા, પણ તે તદ્દન એકાંત અને સાદિ અનંત સિદ્ધ સ્વરૂપને માગતા હતા કે જે સ્થિતિ સંસારના કોઈ પણ ભાગમાં હોતી નથી. ગૌતમ સ્વામી કે જેઓ નિરંતર વીરપરમાત્માની પાસેજ રહેતા હતા અને અતિ-ઘણા પ્રેમથી તેમને ચાહતા હતા, છતાં મહાવીર પરમાત્માના અપૂર્વ વૈરાગ્યને અને તેના એકાંત કર્મયુદ્ધને તે કળી શકયા નહોતા અને જ્યારે વીરપરમાત્માથી તેઓ દૂર હતા, ત્યારે મોક્ષે ગયાની હકીકત સાંભળી ત્યારેજ ગૌતમ સ્વામીને તેની વૈરાગ્યદશાનું લક્ષ્ય થયું, અને પોતે પણ રાગ તજીને વૈરાગ્ય ભાવનામાં આવ્યા, અને તેજ વખતે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. ગૌતમ સ્વામિ કે જેઓ તેના પહેલા ગણધર હતા, અને તદ્દભવ મોક્ષગામી હતા. તેઓ તેમની એકાંત સ્થિતિ કળી શકયા નહિ, તો પછી સામાન્ય મનુષ્યથી તે અંશ માત્ર કેમ જાણી શકાય ? તે શ્રી વીરપ્રભુ ટુંકા મનવાળા, હલકા હૃદયવાળા, વિકારને વશ થનારા અને અપવિત્ર જીવન ગાળનારા મનુષ્ય સમૂહમાં થઈને પસાર થતા હતા, ઘણાજ સ્વાર્થી મનુષ્યોમાં, દુશ્મનોમાં, અસંતુષ્ટ પ્રકૃતિવાળા મનુષ્ય સમુદાયમાં ગમે ત્યાં તેઓ વિચરતા છતાં તેમનું હૃદય હમેશાં જગત્‌પર ઉપકાર કરવાની યોજનામાં અને મનુષ્ય પ્રાણીના ઉદ્ધાર માટે આત્મભોગ આપવાના રાગ દ્વેષ વગરના પ્રેમથી ભરપુર હતું. અને જ્યારે તેનું આખું જીવન પસાર થયું, અને જે મનુષ્યો પોતાના વિચાર અને વિકારના પરિઘથી બહાર જઇ શકતા નહોતા તેમની વચ્ચે તેમના જીવનનો ઘણો વખત પસાર થતો હતો છતાં તેનો અંતરંગ આત્મા પરમાત્મપદના વિચારોથી ભરપુર હતો, અને તેમની એ એકાંત સ્થિતિ તેઓ એકલાજ અનુભવી શકતા હતા. તેના અનંત શકિતના આત્મામાં કેટલું બધું ઉંડાણ હતું કે, જેનું આસપાસના કોઇ પણ પ્રાણીથી માપ પણ થઇ શકતું નહોતું. જેમને પોતાના ખાસ શિષ્યો કર્યા હતા. તેમને પણ જેમની અંતરંગ સ્થિતિનો અનુભવ મળી શકતો નહોતો. હજારેના ટોળાની વચ્ચે તેમનો એકાંત વાસ હતો, તેમણે પોતાના જીવનના માર્ગમાં એકલાજ પ્રયાણ કરી સિદ્ધપદ પ્રાપ્ત કર્યું છે, અને તેમની સાથે કોઇ પણ મનુષ્ય હતા નહિ. જેઓ તેમના વખતમાં સાથે મોક્ષે ગયા. તેમના આત્માની ગતિનો માર્ગ અલગ હતો, કારણકે દરેક આત્માને સરખા કર્મ

હોતા નથી, અને તેથી તે કર્મ શત્રુપર વિજય મેળવવાના માર્ગ દરેક આત્માને માટે જુદા જુદા હોય છે.

એકાંતપણા વિષે જે વિચાર મેં ઉપર રજુ કર્યો છે, અને મહાવીરના જીવનની મનુષ્યપણે આત્માની એકાંત સ્થિતિ વિષે જણાવેલું છે, તેથી જરા આગળ વધીને તેમના જીવનના દુઃખના અનુભવના ચોકસ ભાગ વિષેની વધારે વિગતમાં આપણે હવે ઉતરીશું.

## મહાવીર જીવનના દુઃખનો અનુભવ.

જો કે મહાવીરના દુઃખો તે અમુક આત્માના એકાંત અને ચોક્કસ માલીકીના દુઃખો હતા એમ કહેવાનો ભાવાર્થ નથી તોપણ બીજા ઘણા મનુષ્યોના દુઃખો કરતાં તે દુઃખો ઘણા જુદા પડે તેવા હતા. તેમજ તેમના દુઃખો અસાધારણ પ્રકારના અને ન સરખાવી શકાય તેવી જાતના જુલમવાળા હતા એમ પણ કહેવાનું તાત્પર્ય નથી પરંતુ જે મુદ્દા વિષે વાંચકોનું ધ્યાન ખેંચવાની જરૂરીઆત છે તે એ છે કે આ છુપા દુઃખના સહન કરનારની પ્રકૃતિ સાથે અમુક એવી સ્થિતિ હતી કે જેથી તેમના દુઃખો એવા પ્રકારના કહી શકાય કે તે કોઈ પણ મનુષ્યથી સહન થઈ શકે તેવા નહોતા. તે ઉપસર્ગમાંથી જે અમુક સત્ય હકીકત મળી આવતી તે ઉપરથી તેમના જીવનના વર્તનમાં જે શ્રેષ્ટતા અને અદ્વિતીયપણું હતું તે માનુષિક અનુભવની શક્તિથી ન કળી શકાય તેવું હતું એમ કહેવામાં કાંઈપણ વિશેષતા જેવું નથી. તેથી કરીને મનુષ્ય જાતના ઇતિહાસમાં જે કાંઇ અનહદ દુઃખોની હકીકત મળી આવે તેના કરતાં મહાવીર પ્રભુના દુઃખો મનુષ્યપણામાં તે એકલાથીજ સહન થઈ શકે તેવા એકાંત હતા, એમ કહેવામાં પણ અતિશયોકિત જેવું નથી.. કર્મશત્રુ સાથેના યુદ્ધમાં વિજય મેળવતા દુઃખના ભયંકર દબાણને એકાંતપણે સહન કરતાં તેણે મનુષ્યજાતને કર્મશત્રુપર વિજય મેળવવાની ઘણી કુચીઓ પરોક્ષપણે બતાવી આપી હતી. ઉપરના વિચારને અનુસરીને મહાવીર પ્રભુના દુઃખો (ઉપસર્ગો)માં જે સંયોગો હતા તેમાના મુખ્ય એક બેપર અને કાંઈક વિચાર કરવા પ્રયત્ન કરીશું.

## મહાવીરને પોતાના દુઃખોનું ભવિષ્યજ્ઞાન હતું.

જે સૌથી પ્રત્યક્ષ બાબત હતી તે એ હતી કે તેમના દુઃખો અને ઉપસર્ગો જ્યારે તેણે ભોગવ્યા તે અગાઉ તે વિશેનું શુદ્ધ અને સંપૂર્ણ તેમને જ્ઞાન હતું. તે દુઃખો તેમની કલ્પના શક્તિની જરાએ બહાર નહોતા. દરેક જાતની વેદના અને વ્યાધિ જે તેને ભોગવવાની હતી તે ચોકસ સ્વરૂપે તેના અંતરમાં પ્રથમથીજ પ્રત્યક્ષ હતી અને તેના આખા જીવનમાં નજીક આવતા દુઃખોનું જ્ઞાન તેનાથી કદિ દૂર રહ્યું નથી. મહાવીર પ્રભુના એકાંતજીવનના શોક ઉત્પન્ન કરે તેવા ઇતિહાસમાં ખુલી રીતે આ બાબત જુદાજ સંયોગોવાળી હતી. તેના સંસારના અનુભવની તેની એકજ જુદી સ્થિતિ હતી કે જેનાથી સઘળા ભયંકર દુઃખ ભોગવનારા મનુષ્યો જુદા પડે છે મનુષ્યને પોતાના ભવિષ્યમાં આવનારા દુઃખોનું જ્ઞાન હોતું નથી જ્યારે વીરપ્રભુને જન્મથીજ ત્રણ જ્ઞાન હોવાથી એ વિષે જ્ઞાન હતું. જેમ દેવતાઓને પોતાને દેવ લોકમાંથી ચ્યવી જવાને છ માસ રહે છે ત્યારે પોતાની ભવિષ્યની સ્થિતિ વિષેના જ્ઞાનને લીધે ત્રાસ અને દુઃખથી ભાગ નાશ કરવી પડે છે તેમજ જો સાધારણ મનુષ્યોને ભવિષ્યના દુઃખોનું જ્ઞાન હોય તો તે ત્રાસથી તેઓ ઘેલાજ થઇ જાય એમ કહીએ તો તેમાં વિશેષતા નથી. પરંતુ એ પરાક્રમ કરવાની અને છતી શકિતએ પૂર્વ કર્મની અસહ્ય વેદના સહન કરવાની તાકાત એકલા મહાવીરમાંજ હતી અને તેથી તેનું એકાંતપણું તેમાં પણ પ્રતીત થાય છે. મોક્ષના દરવાજા સઘળા આત્માઓને માટે ખુલ્લા છે પરંતુ જેઓ છતી શકિત એ અને છતાં જ્ઞાનથી તે દુઃખ પ્રત્યે અભાવ નહિ બતાવતા કસોટીમાંથી પસાર થાય છે તેમનાથીજ એ દરવાજા સુધી પહોંચીને પગ મુકી શકાય છે. દરેક મુકત થતા જીવની નીચે પ્રમાણે કસોટી થાય છે અને ત્યારપછીજ તે આગળ વધી શકે છે કુદરતની સામાન્ય રચનામા ભવિષ્યના દુઃખથી મનુષ્ય અજ્ઞાત હોય છે કે જેથીકરીને વર્તમાન કાળના સુખમા વિઘ્ન ન આવે તેમજ ભવિષ્યના ભયંકર દુઃખની ચાદગીરીથી વર્તમાન દુઃખમાં વૃદ્ધિ પણ ન થાય. આવી રીતે મનુષ્ય કે જેના જીવનમાં વ્યાધિ અને વેદનાઓ ઉપરા ઉપરી આવ્યાજ કરે છે તેને દુઃખના વખતમાં પણ અજ્ઞાન અવસ્થાને લીધે કેટલેક અંશે શાંતિ મળે તેવી કુદરતી રચના જોવામાં આવે છે, કારણકે જ્યારે

ભૂતકાળના ભયંકર દુઃખો યાદદાસ્તમાંથી ઓછા થાય છે ત્યારે લોકોને પોતાના સારા ભવિષ્યની કલ્પના કરવાને સ્વાભાવિક આશા રહે છે આ હકીકત દરેક મનુષ્યના જાતી અનુભવની છે અને તેથી તેમાં વિશેષ ખાત્રીની અગત્યતા નથી. વાંચનારાઓમાંથી એવા તો ઘણાજ થોડા માણસો હશે અથવા બીલકુલ નહિ હોય કે જેઓને થોડા અથવા વધારે પ્રમાણમાં દુઃખ અને વ્યાધિનો પરિચય થયો ન હોય, પછી તે દુઃખો તમારી માંદગીના હોય, કૌટુંબિક વ્યાધિ અને ચિંતાના હોય, સગાંસંબંધીના વિયોગના હોય, સંસારમાં પોતાના નશીબમાં નિરાશ થવાથી થયેલા હોય, ગમે તે પ્રકારનાં હોય તોપણ મને શંકા નથી કે તમો સઘળાઓએ તમારા જીવનમાં દુઃખ અને દિલગીરીના પ્રસંગ અનુભવ્યા હશે. અને હજુ પણ તમારામાંના દરેક કે જેમને વધારે વખત જીવવું છે તેમને ઘણા દુઃખના પ્રસંગો અનુભવવા પડશે પરંતુ તમો વિચાર કરો કે જો તમોએ આ સઘળા દુઃખો ચોકસપણે અને સંપૂર્ણ રીતે અગાઉથી જાણ્યા હોય તો તમારા અસહ્ય દુઃખોમાં કેટલો વધારો થયો હોત ? હમેશના અનુભવમાં આવતી વ્યાધિઓની અને જીવનના પ્રકાશને ચોરી જાય તેવા ભવિષ્યના દુઃખની વાત એક બાજુએ રાખીએ તો પણ જે દુઃખો ભૂતકાળમાં પસાર થઈ ગયા તેનું પણ જો જ્ઞાન હોય તો કેટલો ત્રાસ થાય ? ભૂતકાળનો ભયંકર અંધકાર કે જેમા અસહ્ય વિયોગ દુઃખો અને કમનશીબીના ભયંકર ફટકાઓ લાગેલા છે તે યાદદાસ્તમાં લાવી શકે તેવા મનુષ્યો કાંઇ થોડા નથી. હોતા, તો પછી એ ઉપરથી કલ્પના કરો કે ઘણા વરસો અને મહીના અગાઉ તેના દુઃખો અગાઉ જણવાને તમો શક્તિમાન હોત તો શું શું દુઃખ થતે ? જો તમે ન ખૂટે તેવી તમારા પ્રયત્નની નિષ્ફળતા અને તમારો ઘણીજ પ્રિય આશાઓની નિરાશાનો ત્રાસ અગાઉથી જાણ્યો હોય તો તમારા કયા હૃદયના જોરથી તેને સહન કરી શકત ? અથવા તમારા અતિ ઘણા પ્રિય મિત્રની સાથે હમેશાં આનંદ ભોગવતા કે તેની સોબતમાં ભવિષ્યના સુખના વરસોની આશા રાખતાં જો કદાચ તમારો જીવનરૂપી દીવો બુઝાઇને અંધકાર થઇ જાય અથવા તો તમારો ઘણો વ્હાલો દોસ્ત હમેશને માટે જુદો થાય તેવો વખત આવ્યો હોય તો તમારા સુખ અને સંતોષમાં કેવો ભયંકર અંતર પડી જાય ? અને કહેવતની જ-

રૂર નથી કે જેવું ભવિષ્યકાળને માટે થાય તેવાજ ભૂતકાળને માટે પણ બને પાંચ પચીસ મનુષ્યની મંડળીમાં એક બે મનુષ્ય સુખી, નિશ્ચિંત અને શાન્તિવાળા હોય એ વિષે શંકા જેવું નથી તેઓને પણ જો તેમનાપર એકજ વરસમાં થનારા દુઃખના પ્રસંગ બરાબર રીતે જણાવ્યા હોય તો જરૂર તેની વર્તમાન સુખી અવસ્થા ઘણે અંશે વિઘ્ન પડે આ જગતમાં તમોને કોણ વિશેષ પ્રિય છે. એવો કયો મિત્ર, કયો બંધુ, બ્હેન, ધણી ધણીઆણી કે બાળક છે કે જેમને તમે ઘણાજ ચાહો છો અને જેમનાપર તમોએ તમારી સઘળી આશાઓ રાખી છે અને જેઓ તમારા દુઃખના ભાગી થશે એમ તમે માનો છો? થોડા માસ જવા પછી તમારા હૃદયને એવી ખાત્રી કરી આપવામાં આવે કે તે મિત્ર તમારી નજરથી થોડાજ વખતમાં દૂર થશે, વિયોગનું દુઃખ તમારે સહન કરવું પડશે અને તમે એકલાજ રહી જશો એ જાણવાથી તમને શું નહિ થાય? અફસોસ મનુષ્ય આત્માને આવા ભયંકર દુઃખોનું અગાઉથી જ્ઞાન થાય તો આપણામાં શાંત હૃદય અને સુખી ઘર ભાગ્યેજ દૃષ્ટિએ પડશે કદાચ આવા અથવા તેને મળતા બનાવો આપણા માટે રહેલા હોય પણ કાલે શું થશે તે આપણે જાણતા નથી, આપણી અલ્પશકિત પ્રમાણે આપણા ભવિષ્ય અને આપણા જ્ઞાન વચ્ચે પડદો પડેલો છે અને તેથી ગમે તેવા ત્રાસદાયક વિતક આપણાપર વીતવાના હોય તોપણ તેઓ આપણી હાલની શાંતિમાં વિઘ્ન કરતા નથી કારણકે આપણે તેને જાણતા નથી.

ઉપર જે એકજ વિચાર માટે ઘણો લાંબો વિસ્તાર કરવામાં આવ્યો છે, અને જેમાં ઘણે સ્થળે પુનરૂકિત જેવું થયું છે, તેનું કારણ એ છે કે આપણા મહાવીરપ્રભુના દુઃખોનું એક મુખ્ય તત્ત્વ હું સ્પષ્ટ કરી શકું કે જે તત્ત્વ બીજા લખનારાઓએ જુદું પાડી સમજાવવાનો વિશેષ પ્રયત્ન કીધો નથી. વાંચકો? તમે વિચાર કરો કે જે ભવિષ્યની અજ્ઞાનતાથી મનુષ્ય જાતના સખ્ત દુઃખો તેને વર્તમાન કાળે વિઘ્નરૂપ નથી, તેમાં શ્રી વીરપરમાત્માના સબંધમાં ઉલટા પ્રકારે હતુ. ભવિષ્યનું જ્ઞાન હોવા છતાં તેમના હૃદયના બાગ આગળ તે ભયંકર ભવિષ્ય કાંઈજ અસર કરી શકતું નથી. આપણે હમેશા માણસોને એમ બોલતાં સાંભળીએ છીએ કે જો આવી અસહ્ય મુશ્કેલી અને ભયંકર દુઃખોની થોડી પણ અમોને ખબર હોત તો

અમો કદી પણ તેવી મુશ્કેલીમાં પડત નહિ. પરંતુ મહાવીરના દિલગીરીવાળા જીવનમાં ગમે તેવી મુશ્કેલી હતી, એકજ રાત્રિના અસહ્ય અને સાંભળતા પણ ત્રાસ થાય તેવા સંગમ દેવતાના ઘોર બાવીશ ઉપસર્ગ જેવા દુઃખો હતા. અને અસહ્ય પીડાથી ગમે તે રીતે કાનમાં ખીલા ઠેકાયા હતા, તથા ગોશાળાએ મુકેલી તેજોલેશ્યાનો ગમે એવો અસહ્ય તાપ સહન કરવો પડયો હતો, તેમજ વળી તેમના જીવનની શરૂઆતથીજ ભવિષ્યના આ સઘળા દુઃખોનું તેમને ઘણુંજ સ્પષ્ટ જ્ઞાન હતું, તોપણ તે સઘળા મિશ્રિત દુઃખરૂપ ઝેરનો પ્યાલો તેમણે શાંતપણે પીધો હતો, અને કર્મશત્રુપર વિજય મેળવી વીરપણું બતાવી મનુષ્યોને પરમાત્માની પ્રતીતિ કરાવી સાચો માર્ગ બતાવ્યો હતો. જ્યારે ઇંદ્ર મહારાજે ઉપસર્ગમાં દૈવિક સહાયતા કરવાની માગણી કરી ત્યારે વીરપ્રભુએ તેમને ના કહી હતી, અને દરેક દુઃખના પ્રસંગની સામે ચાલીને પોતે જાણી જોઇને ગયા હતા. આવી રીતે આ દુનીઆપરના શ્રી વીરપ્રભુના અદ્વિતીય જીવનની શરૂઆતથી તેઓ પોતાના અંતરગ શત્રુપર એકાંતપણે વિજય મેળવતા બીજાઓનો ઉદ્ધાર કરવામાં નિમિત્તરૂપ થયા હતા. જીવનના અનુક્રમમાં આગળ ચાલતા દુઃખોનો જે વરસાદ વરસતો જતો હતો તે તરફ કોઇપણ ન કળી શકે તેવી તેની અંતરંગ એકાંત દૃષ્ટિ હોઇને તે બીજાઓને મુક્તિનો માર્ગ સ્વચ્છ અને સરળ કરી આપતા હતા અને જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે તેમને જ્ઞાન હોવા છતાં આવનારા દુઃખો વિષે કેમ ત્રાસ નહિ થયો હોય, ભવિષ્ય જ્ઞાનથી તેઓ સામાન્ય મનુષ્યજાતથી કેવી રીતે જુદા પડયા હશે, અને તે ઘણા દયાવાન, નમ્ર, શકિતવાન અને તરણુતારણુ હોવા છતાં કોઇ ભાગ ન પાડી શકે અને કોઇ ઓછા ન કરી શકે તેવા દુઃખોનો અસહ્ય બોજો પોતાના આત્મા સાથે શામાટે વહન કીધો હશે તેનો વિચાર કરતાં કર્મની વિચિત્ર ગતિ ઇત્યાદિ દાખલા દલીલ વગરના મનુષ્ય જાત માટેના દિલાસાના વાકય સિવાય તેનો ભેદ મનુષ્યથી મહાવીરપણું પ્રાપ્ત થયા વગર પામી શકાય નહિ.

## મનુષ્ય અને મહાવીરના દુઃખોનો ભેદ.

બીજી મુખ્ય બાબત એ છે કે જે મહાવીર પ્રભુના દુઃખો બીજા બધા મનુષ્યોના દુઃખોથી જુદા પાડે છે અને જે તેમની સહન શ-

ક્તિની એકાંતતાનો પુરાવો આપે છે તે એ છે કે તેમનાં દુઃખો તે એક ઘણાજ પવિત્ર અને પૂર્ણ હૃદયના દુઃખો હતા. મહાવીર પ્રભુએ જે સહન કીધું તે કોઇ પણ સામાન્ય મનુષ્યથી સહન થઇ શકે નહિ કારણ કે તેનો આત્મા બધા જીવો કરતાં મહાન્ પરમાત્મરૂપ હતો અને તેમનું હૃદય કે જેનો પરીઘ ઘણો મોટો હતો અને જે જેટલું થઈ શકે તેટલું વિશાળ હતું તે સહેલાઈથી દુઃખને ગ્રહણ કરી શકતા હતા. જેમ એક ઘણોજ ઉંડો પ્યાલો પુરેપુરો ભરાઈ ગયો હોય, તો છલકાતો નથી અને એક વૃક્ષ કે જે ઘણીજ ઉંચાઈવાળું અને ઉંડું હોય તે જેમ તોફાનમાં ટકી શકે છે. તેમ જે જે આત્મા વિશાળ શક્તિવાળો અને ઘણાંજ ઉચ્ચપદને પામેલો હોય તેજ મહાન્ દુઃખો ગ્રહણ કરવાને શક્તિમાન થાય છે. એક નાના, સાંકડા, સ્વાર્થી અને વગર કેળવાએલા મનથી થોડી મુશ્કેલીઓ સહન થઇ શકે, તેના સુખદુઃખના પ્રવાહની મર્યાદા અને પ્રમાણ હોય છે, કમનશીબવાળા સામે તે એક નાની ઢાલ ધરી શકે, પરંતુ જ્યાં ઘણા મહાન્ દુઃખો આવતા હોય તેમાંથી તેઓનો બચાવ થઈ જાય છે. જેમ જેમ કોઇ પણ પ્રાણી ઉંચપદે ચડતો જાય છે, તેમ તેમ તેના દુઃખો અને સુખોનો વિસ્તાર વધતો જાય છે, ત્રાસ અને મોજશોખને અનુભવવાની તેની શક્તિ પણ વધતી જાય છે. એક બાળક ઘણું થોડું દુઃખ સહન કરી શકે, યુવાન માણસો કરતાં તેઓને થોડી ચિંતા, થોડી ફીકર અને થોડી મુશ્કેલીઓ આવે, એક કેળવાએલા માણસ કરતાં એક જંગલી માણસને, એક ઘણાજ વિચારવંત અને લાગણીવાળા મનુષ્ય કરતાં એક અજ્ઞાની અને મૂર્ખ માણસને ઘણી થોડી ચિંતા અને થોડી મુશ્કેલીઓ લાગે છે. ટુંકામાં જીંદગીનો એ એક મહાન્ કાયદો છે, કે દરેક વધતી જતી શક્તિ, દરેક સુધારો, શારીરિક, માનસિક, નૈતિક કે આત્મિક જે મનુષ્ય મેળવે છે, તેને જરૂરની શિક્ષા તરીકે, વધારાની જોખમદારી તરીકે આસપાસના દુઃખો વધારે ખુલ્લી રીતે અનુભવવા પડે છે આ બાબતની ખાત્રી કરવી હોય તો કેળવાયેલા હૃદયના માનસિક અનુભવ અને વિચાર કરવાની ટેવવાળા વિદ્વાન્ મનુષ્યને જંગલી અને હલકા મનવાળા મનુષ્યના કુટુંબમાં રહેવાનિ ફરજ પાડો તેમની સાથે તે પોતાના દિવસો ગાળે, તેમની નકામી અને હલકી વાતો સાંભળે અને

તેમની જીંદગીની હસવા લાયક રીતભાતમાં રહે તેવી રીતે તે વિદ્વાન માણુસને ફરજ પાડો તો પછી તે વિચારશીળ અને કેળવાએલા વિદ્વાન મનુષ્યને આવી સ્થિતિમાં વિશેષ દુઃખ અને દિલગીરી નહિ થાય? અને તેના પવિત્ર ઉંચા વિચારો અને શુદ્ધ લાગણીઓ આવી જાતના વાતાવરણમાં રહેવાનું સહન કરી શકશે? નહિજ. તેવીજ રીતે એક શુદ્ધ અને દયાળુપ્રકૃતિનો માણુસ કે જેનું અંતઃકરણ ઘણું કોમળ હોય, બીજાના દુઃખો દૂર કરવાને અને બીજાની માગણીઓ પુરી પાડવાને તત્પર હોય તે જે લોકો તેને ઘણાજ પ્રિય હોય અને તેના હૃદય પીગળાવે તેવા દુઃખ અને દ્રરીદ્રતા જો રહે અથવા તે લોકોના માનસિક દુઃખની ઉપેક્ષા કરે તો તે માણુસને તેમ કરવામાં પોતાની ઉદાર અને ઉપકાર કરનારી પ્રકૃતિને લીધે એવા દેખાવોથી વિશેષ દુઃખ નહિ થાય? એક દેશભકતનો ઉમદા સ્વભાવને મનુષ્ય જાતનું ભલું કરનારની પ્રકૃતિને પોતાના દેશની કે જાતિભાઈની દુર્દશા થતી હોય છતાં રોકી રાખવામાં આવે તો તે કેટલું દુઃખ પામશે? એક ઠંડા કઠણ હૃદયનો મનુષ્ય કે જેને ભયંકર દીલગીરીના દેખાવોથી પણ અસર થતી નથી અને જેને જોઈને બીજાના અંતઃકરણ ત્રાસથી રડે છે તેવા ત્રાસદાયક દુઃખોને કાંઇપણ લાગણી વગર જે જુએ છે તેના તરફ ધિક્કાર બતાવવો એ ઈર્ષ્યા વગરનો સુધારો નથી?

વળી એક વખત વધારે તમારા વિચારો એક ઘણાજ ઉંચી કેળવણી લેતાં મનુષ્ય તરફ લઈ જાઓ કે જેનો આત્મા દરેક જાતની ઉમદા પ્રકારની શકિતઓની ખીલવણી કરવામાં મગ્ન હોય, દૈવિક, પ્રભાવનો લાગવગ મેળવતો હોય અને તેનો અંતરંગ આત્મા વિવેકબુદ્ધિથી જાગૃત થતો હોય. તેની માનસિક શકિત વિસ્તારવાળી થતી હોય. ઉંચા પ્રકારના સુખ વૈભવનો પ્રવાહ તેના અનુભવમાં પ્રત્યક્ષ હોય તેવા મનુષ્યને પણ જ્યારે આ દુનીયામાં પૂર્વે કદી નહિ અનુભવેલા એવા દુઃખ અને દિલગીરી ઉત્પન્ન થાય તેવા પ્રસંગોથી ત્રાસ પામે છે. આંધળો માણુસ આંખના દુઃખને જાણુતો નથી. બહેરો માણુસ અવાજ કરવાના દુઃખને જાણુતો નથી. મરી ગયેલો અને મૂર્છિત મનુષ્ય જીવતા અને શ્વાસોશ્વાસ લેતા મનુષ્યના દુઃખને જાણુતો નથી અને તેથી પરમાત્માની છુપી પ્રેરણાથી શ્રદ્ધાળુ આત્મા નૈતિક અજ્ઞાત અને મોત જેવા પ્રસંગથી જાગૃત થાય છે.

માંદગી અને મુશ્કેલીઓથી પ્રકૃત્તિમાં સુધારો થાય છે મતલબ કે વિપરીત અનુભવથી માણસ ખરા ધોરણપર આવે છે પોતાની અજ્ઞાન અવસ્થામાં એક માણસ શ્રદ્ધાળુપણાના શાંતિ અને સુખને પરમાત્મા સાથેના આત્માના ઉંડા સખત અનુભવને કાંઈ જાણતો નથી પરંતુ જેવો તે ધર્મી અને દયાવાન શ્રદ્ધાળુ આત્માના ઉંડા દુઃખો જાણે છે અને પરમાત્મા પ્રત્યે પ્રેમ કરતા શીખેછે તેવોજ દુઃખની લાગણીથી જાગૃતથાય છે. ભૂતકાળના દિવસોમાં જે સઘળું સત્ય, પવિત્ર અને સારૂં હતું તેને ગ્રહણ કરવાને તે માણસ યોગ્ય નહોતો કારણકે જે સઘલી શ્રેષ્ટ બાબતો છે તે તેનાં આત્મામાંથી હવેજ પ્રગટ થઇ છે અને તેથી સઘળી જાતના પાપનું તેને ભાન થયું છે. તેનું અંતઃકરણ ઘણું કોમળ થયું છે, અને ઘણા થોડાજ હલકા કામો તેનાથી થઇ શકે છે કે જેથી તેના આત્માને નુકસાન થાય છે. એક માણસ કે જે ઘણોજ આગળ વધેલો હોય અને સાધુ પદને પ્રાપ્ત થયો હોય તે જ્યારે પોતાના આત્માને ભૂલી જઇને નીચે પડે છે તથા પાપકર્મમાં રકત થાય છે ત્યારે તેના વિષે એક બેદરકાર અંતઃકરણ કાંઇપણ કીંમત કરશે નહિ. સત્ય અને ભલાઇના અભ્યાસમાં વીરપ્રભુના જીવનની ફતેહનું કારણ અનુભવ વગર પણ જાગૃત આત્માથી જાણી શકાય છે. પરંતુ તેજ વખતે લાગણીના એક ભાગ તરીકે માણસની દુષ્ટતા અને નાસ્તિકપણાથી જે દુઃખ અને દીલગીરી થાય છે તેનો તેને અનુભવ થાય છે તે પોતાને માટે પશ્ચાતાપ કરે છે અને ઘણો કાળ નકામો જવા માટે તેને તીવ્ર લાગણી થાય છે અને જેમ જેમ તે વિશેષ પવિત્ર અને વિશેષ ભકિતવાન થતો જાય છે તેમ તેમ પોતાની આસપાસના માણસોના પાપથી તેને અશાંતિ અને દુઃખની લાગણીઓ વધતી જાય છે, એક ધર્મી માબાપને પોતાના છોકરાઓને અધર્મી અને અવિચારી જોઇને કેવું દુઃખ થાય છે અને એક મિત્રને પોતાના પ્રિય બંધુઓને તદ્દન નાસ્તિક અને ધર્મથી વિમુખ જોઇને કેવી લાગણી થાય છે? આ બધી બાબતો ફરીથી કહેવાની જરૂર નથી અશાંતિના કારણરૂપ છે કે જેને અજ્ઞાન અને મૂર્ખ હ્રુદય જાણી શકતું નથી. એ દુઃખો એવા છે કે તે આત્માની મહત્વતાની ખાત્રી આપે છે; કુદરતના એ એવા તોફાનો અને ગુંચવાડા છે કે જેઓ આ જગતના નિયમથી વિશેષ ઉમદાપણું છે અને તેના અતિશ-

યના પ્રમાણમાં જેનામાં તે જોવામાં આવે છે તેનુ માહાત્મ્ય તે વ્યકત કરે છે,

પરંતુ હવે જો આ સઘળું એજ પ્રમાણે હોય, જો જે વિચારો ઉપર જણાવ્યા તે સત્યના ધોરણપર હોય એટલે કે આત્મા જેમ જેમ પૂર્ણ થતો જાય છે તેમ તેમ તેના દુઃખો, પાપો, શોક અને સંતાપ જે આ જગતપર તેની આસપાસ જોવામાં આવે છે તે તેને ઘણી તીવ્ર અસર કરે છે તો પછી શ્રી મહાવીર પરમાત્મા કે જેઓ પરમાત્મપદની છેકજ નજીક છે અને માનુષિક અનુભવથી ઘણો દૂર તેમજ મનુષ્યજ્ઞાનથી પેલે પાર જેમનું જાગૃત જીવન છે તેમના દુઃખો કેટલાઅસહ્ય અને અસરકારક હશે? સૌથી નમ્ર, ઉમદા પ્રકારનું અને સૌથી પવિત્ર હૃદય તેમનુંજ હતું કે જે મનુષ્ય આત્મામાં હોઈ શકે નહિ, તેથી ઘોર ઉપસર્ગને સહન કરવાની યોગ્યતા આસપાસના દુઃખોની અજમાયશ થઇ શકે તેવી ખાત્રી અને આવતા દુઃખનું ભવિષ્ય જ્ઞાન માત્ર તે વીરપ્રભુમાંજ હતું કે જેની મનુષ્યાત્માને કદિ અસર પણ થઇ નહિ હોય તેના આત્માઓ આનંદ પવિત્રપણામાં હતો. ઘણા ઉંડા અને તીવ્ર તિરસ્કારથી તેમણે પાપનો પ્રતિબંધ કીધો હતો પવિત્ર સ્વચ્છ ડાઘ વગરની કુદરતી આરસીમાં થોડા પણ બહારની અપવિત્રતાથી ઝાંખ અને ડાઘ લાગે છે તો પછી જે વીરપરમાત્માએ આ પાપથી ભરેલી દેખાતી દુનીઆમાં પાપકર્મનો તદ્દન અટકાવ કરીને પૂર્વના કર્મશત્રુના ઘોર યુદ્ધમાં ત્રીશ વરસ સુધી એક સરખી રીતે દૃઢતાથી સામા થઈને આખરે જીત મેળવી છે, તેની ખરેખરી કોણ કરી શકે તેવું છે. મનુષ્ય જાતપર દયા અને પ્રેમ રાખે તેવો ઘણાંજ નમ્ર હૃદયનો આત્મા, પ્રાણી માત્રપર ઘણાજ ઉદાર ઉપકાર કરનારો આત્મા જેમ શ્રી વીરપ્રભુ માણસ જાતના દીલગીરી અને દુઃખો સામે થયા તેમ કદી દૃઢતાથી સામે ટકી શકતો નથી. ને ઘણાંજ માયાળુ અને દયાળુ પરમાત્માએ આ કંગાળ જગત્માં શા માટે દુઃખ સહન કીધા હશે, શામાટે જગત્ની દૃષ્ટિમાં આંસુઓ, દુઃખો, વ્યાધિઓ અને ઉપસર્ગો જાણી જોઇને સહન કીધા હશે? મહાવીરનું જીવન પરમાત્મપદની છેકજ નજીક હતું, અને પરમાત્મા થવાને તેમ કરવાની જરૂર હતી, કોઈ પણ સામાન્ય મનુષ્ય અંતઃકરણ એવી રીતે પરમાત્માની નજીક આવી શકવાને સમર્થ

થયું નથી, પરંતુ જેમણે વીરપ્રભુની પેઠે દૃઢતાથી કર્મયુદ્ધમાં વિજય મેળવ્યો છે; તેઓજ પરમાત્મપદ મેળવવાને શક્તિમાન થયા છે. પરમાત્મપદ મેળવવા તરફ મુખ્ય લક્ષ હોવાથી દુઃખ પણ ભવિષ્યના સુખમાં ઓછું લાગતું, કંટાળામાંથી પણ દૃઢતા રહી શકતી, દિલગીરીમાં પણ દિલાસો મળતો અને શોક અને સંતાપ સહન કરવાને પુરતું સામર્થ્ય રહેતું. પરમાત્મપદના છેકજ નજીકના પ્રકાશક વીરપ્રભુ મનુષ્યના દુઃખો અને નબળાઈમાં પણ એક ક્ષણવાર પણ નિરાશ થતા નહિ. તે પરમોપકારી વીરપરમાત્મા જેમ આકાશમાં સૂર્ય અસ્ત થવાથી સર્વત્ર અંધકાર થઇ જાય છે તેમ મોક્ષપદને પ્રાપ્ત થવાથી હાલ સર્વત્ર અંધકારમય જેવું ભાસે છે. મોક્ષનો દરવાજો તેમના જવા પાછળ થોડાજ વખત પછી ભરતક્ષેત્રના મનુષ્યો માટે બંધ થયો છે, અને જે થોડું ઘણું હાલના ભારે જીવોને આલંબન છે તે તેમના શાસ્ત્રો અને તેમની પ્રતિમા છે, દુઃખને જાણીને દૂર રહે તેવો મનુષ્ય સ્વભાવ હોય છે, જ્યારે દુઃખને જાણતા છતાં તેની સામે થવાની શક્તિ વીરપરમાત્મામાંજ હતી, તે રીતનો મનુષ્ય અને મહાવીરના દુઃખોનો ભેદ સ્પષ્ટ રીતે સમજી શકાય તેવો છે.

## મહાવીરે મનુષ્યની વચ્ચે રહીને સહન કરેલા દુઃખ.

મનુષ્ય જાતના પાપ અને દુષ્ટતાનો વિચાર કરવામાં મહાવીર પરમાત્માની લાગણીઓ માત્ર પવિત્ર અને દયાળુ અંતઃકરણવાળી હતી, એટલુંજ નહિ પરંતુ તે વીરપ્રભુના સંબંધમાં એક બીજી વધારે બાબત યાદ રાખવા જેવી હતી તે એ હતી કે, ઘણા હલકા મનુષ્યોના નીચ કૃત્યોની વચ્ચે થઇને તે પોતાના એકાંત અને ચોકસ દુઃખો સહન કરતાં. મેં કહ્યું તેમ માણસ જાતની આત્મિકનષ્ટતા અને અવનતિની વચ્ચમાં રહીને તે બધું જોવામાં મહાવીર પરમાત્માની લાગણી માત્ર છેકજ પવિત્ર અને જાગૃત મનુષ્યાત્માના જેવી નહોતી પરંતુ તે લાગણી ઘણા ઉંડા અને ન જાણી શકાય તેવા મૂળમાંથી નીકળતી હતી. અવનત થએલી દુનીઆને તે વીરપ્રભુએ ઉન્નત કરવામાં કચાસ રાખી નથી, અને ચોતરફ અવનતિના ખાડામાં પડતા હજારો હલકા મનુષ્યોને પણ પોતાના બહોંતેર વર્ષના ટુંક આયુષ્યમાં બચાવી લીધા છે અને તેમ કરવામાં

ઘણા હલકા મનુષ્યની વચ્ચે થઈને પોતે અસહ્ય દુઃખો સહન કીધા છે. ગોવાળીઆ જેવી હલકી જાત તરફથી તેના કાનમાં ખીલા ઠોકવામાં આવ્યા તે જાણતા છતાં પોતાનું પૂર્વ કર્મ ખપાવવાને સાંભળતા કંપારી છૂટે તેવું તે અસહ્ય દુઃખ તેણે સહન કીધું. જો કે વીરપરમાત્માની કૃતિ વિષે આપણે વિચાર કરીએ તો આપણા અપૂર્ણ અંતઃકરણમાં તે વિષેનો વિચાર ઘણોજ ઝાંખો અને અસ્પષ્ટ રીતે આવી શકે તોપણ આત્મિક અવનતિનું દુઃખ કાંઇક એવી લાગણીવાળું છે કે જે જાણવાને દૈવિક અંતઃકરણમાં તદ્દન અજ્ઞાન નથી.

જ્યારે જગત્પર મહાપુરૂષના અભાવે અંધકાર થઇ જાય છે, મનુષ્યની દુષ્ટ વૃત્તિ વધારે ખરાબ થતી જાય છે ત્યારે કોઇ મહા પુરૂષ જન્મ લે છે. અને હજારો જીવોનો ઉદ્ધાર કરી હજારોને માર્ગે ઉપર લાવે છે. તેવીજ રીતે વીરપરમાત્માના સમયમાં પણ ઘણા હલકા મનુષ્યો હતાં કે જેમની અવનત સ્થિતિ જોઇને દયા ઉપજે તેઓનો શ્રી વીરપ્રભુએ ઉદ્ધાર કર્યો. મહાવીરના ઘણા છુપા દુઃખોમાં એ પાપ એક ઉંડી લાગણીવાળું દુઃખ હતું કે તે મનુષ્યજાતને ભવિષ્યમાં ઘણીજ દુઃખી અને આત્મિક અવનતિના ખાડામાં પડતી જોતા હતા. ત્રીશ વરસ સુધી પોતાના શેષ રહેલા કર્મ ખપાવવામાં જે જે ઉપસર્ગો નડ્યા તેમાંથી ઉપસર્ગ કરનારનું અને ઉપસર્ગ જોનારનું તેમણે કલ્યાણ કરવામાં પોતાની અપૂર્વ દયા બતાવવામાં ખામી રાખી નથી.

કોઇ મહાન્ પ્રજાની મહાન કીર્ત્તિ નષ્ટ થતી જે માણસ જુએ છે. ત્યારે તેને ઘણોજ આશ્ચર્યજનક ગંભીર વિચાર ઉદ્દભવે છે. અને પાછળ રહેલી તેની છુટી છવાઇ મહત્ત્વતાની દુર્દશા જોઇને તેને ઘણો ખેદ થાય છે. જ્યારે એક મુસાફર જે દેશોની રમણીક ભૂમિ અને મનોહર સ્થિતિમાં નાનપણથી રહ્યો હોય, તેની ઘણા કાળે ફરીથી મુલાકાત લેછે, જ્યારે તે અગાઉના રાજા મહારાજા અને તેની સત્તાનો વિચાર કરે છે, અને તેને નષ્ટ થઇ ગએલું જુએ છે, અને માણસના હુન્નર ઉદ્યોગનો નાશ થઇને માણસ જાતને ઘણી કંગાળ અને દુઃખી અવસ્થામાં તે નિહાળે છે, ત્યારે તેના અંતઃકરણમાં કુદરતી રીતે ઘણાને ખેદ અને ઉંડી અસર થાય છે, અને તે વારંવાર ઉંડા

નિઃશાસા નાખે છે. પરંતુ જ્યારે માણુસ જાતની ખેદ ઉપજાવે તેવી નૈતિક અને આત્મિક અવનતીની અગાઉની સારી સ્થિતિ સાથે સરખામણી કરતાં અને તે કીર્ત્તિ સ્થંભોને યાદ કરતાં છતાં તેને માટે કોઇ વિચારવંત અંતઃકરણમાં જુદોજ વિચાર આવી શકે છે. કુદરતી શક્તિની છાપ જ્યારે ઘણા હલકા અને ઉતરતા વખતમાં પણ વસ્તુઓપર પડે છે. ત્યારે તેની સાથે મનુષ્યના વિચાર અને મહેનતની ઘણી ઉંડી યોજનાઓ તદ્દન નજીવી જેવી થઇ જાય છે. ધર્મની હાની થાય છે અને નીતિનો લોપ થાય છે ત્યારે મનુષ્યના હાથથી ઉછેરવામાં આવેલા પદાર્થોને કુદરત કેવી રીતે નષ્ઠ કરે છે તે મનુષ્ય આશ્ચર્યની સાથે જોઇ રહે છે. જ્યારે મનુષ્યના આત્મામાં સર્વ અંધકાર થઇ જાય છે અને આત્મિક શક્તિ કાંઇપણ કામ કરી શકતી નથી ત્યારે કુદરત જગત્‌ની મહત્વતા અને મનુષ્યની શ્રેષ્ટતાનો લોપ કરી તેનાપર ભયંકર પ્રસંગ લાવી કેવી રીતે પાયમાલી કરે છે, માણુસ જાતને બે પગવાળા પશુ જેવા કેવી રીતે બનાવી મુકે છે તેનો વિચાર કરતાં અંતઃકરણ ઘણું ખેદિત થયા વગર રહેતું નથી. જે શરીરમાં આત્માનું રહેઠાણ છે અને જેના ચમત્કારિક કાર્યો અને શકિતથી દેવતાઓ પણ મનુષ્ય ભવની ઇચ્છા કરે છે તે શરીરની પણ કેવી રીતે દુર્દશા થાય છે. કે જે જોઇએ હૃદય શોક અને સંતાપથી આર્દ્ર થઇ જાય છે. તોપણ આવા કમનસીબ જમાનામાં જ્યારે વીરપરમાત્મા જે સ્થળે વિચરતા હતા ત્યારે દરેક દુઃખી અને દરીદ્રી મનુષ્યના ઉદયના દિવસો આવ્યા વગર રહેતા નહિ તે પરમાત્માના પ્રભાવથી દેવતાઓ તેઓ જ્યા વિચરે ત્યાં સવાલાખ સોનૈયાની વૃષ્ટિ કરતા હતા અને આસપાસ ચાર જોજનમાં સર્વ પ્રકારની શાંતિ રહેતી હતી.

શરીરનો નાશ થાય તે આત્માની અવનતિ આગળ નજીવો છે શરીર એ કાંઇ જીવિત પદાર્થ નથી. તે આત્માના આધારેજ રહેવાવાળો અજીવ પદાર્થ છે અને જીવરહિત હોય છે ત્યારે જોઇએ છીએ તો તે પંચ મહાભૂતનો બનેલો એક આકારવાળો પદાર્થ છે. આત્મા અનાદિ અનંતકાળે અસ્તિત્વવાળો છે અને પરમાત્મ સ્વરૂપને મળતો હોઇને ચૈતન્ય સ્વરૂપવાળો છે માત્ર જડ સ્વરૂપી કર્મના સંયોગથી તેની અવનતિ અને દુર્દશા તથા પરવશતા થએલી છે. શરીર એ પોતે વિકાર અને જ્ઞાન વગરના પદાર્થનું માટીનું પૂતળું છે, એટલે કે

નાશવંત પુદ્ગળ છે, જ્યારે આત્મા એ પોતાની છુપી શક્તિમાં પવિત્ર અપવિત્રપણું પ્રાપ્ત કરી પોતાની શક્તિથી ચતુર્ગતિમાં ભ્રમણ કરનારો અને તેમાંથી મુક્ત થનારો ચૈતન્ય સ્વરૂપી પદાર્થ છે.

ત્યારે જે પદાર્થ અમર, અજર અને પરમાત્માના જેવોજ છે, તે પદાર્થની પાયમાલી થતી જોઈને આપણને આશ્ચર્ય નહિ થાય ? શું વીરપરમાત્માને એવા અનંત શકિતવાળા આત્માઓની દયા નહિ આવી હોય ? નહિ; તે વીરપ્રભુએ અસંખ્ય જીવોને પરમાત્મપદ આપ્યું છે, પરંતુ જેમનામાં કર્મને સામે થવાનો શક્તિનો અંશ પણ નહોતો, તેઓજ વીરપ્રભુના પવિત્ર જીવનનો લાભ લઈ શકયા નથી. બધા બાહ્ય પદાર્થમાંથી વીરપ્રભુની જે દૃષ્ટિ હતી, તે બીજા દરેક પ્રાણીની નજરથી છુપી અને જુદી હતી. બીજા મનુષ્યો પોતાના જાતિ બંધુઓના આત્માની અવનતિ થતી જોઇ શકતા નહોતા ત્યારે છુપા રહેલા અરૂપી આત્માઓની અવનતિ વીરપ્રભુની દૃષ્ટિ જોઇ શકતી હતી અને તેમના ઉન્નતિના માર્ગમાં મુકવામાં તેઓ ઉપકાર બુદ્ધિથી દરેક પ્રયત્ન કરતા હતા. જો કોઇ મનુષ્યને દાખલા તરીકે એકજ અઠવાડીયા સુધી પોતાના જાતિભાઇઓના અંતઃકરણની નીચે આત્માની જે હીલચાલ થતી હોય અને આત્માની જે સ્થિતિ હોય તે જાણવાની છુપી શકિત આપવામાં આવી હોય તો તે મનુષ્ય ખરેખર અંદરની ભયંકર સ્થિતિ જોઇને ભયભીત થઈ જશે અને કાંઇ પણ શક વગર તે આ અપૂર્વ શક્તિનું તુરત રાજીનામું આપશે; પરંતુ જે જોવાને અપૂર્ણ અને અવનત મનુષ્ય શકિતમાનનથી તે વીરપ્રભુએ પોતાના જીવનમાં નિરંતર જોયું હતું, બધા અંતઃકરણો તેના આગળ ઉઘાડા હતા અને તેથીજ તેના સઘળા ગણધરોની પુછયા વગર શંકાઓ ટાળી ભવસાગરમાં પડતા તેમને બચાવ્યા હતા. મનુષ્યના આકાર અને મુદ્રા જોઈને તેઓ તેમની સ્થિતિ જોઇ લેતા એટલુંજ નહિ પણ માણસના અંતરમાં શું હતું તે તેઓ સૂક્ષ્મ રીતે જાણતા. અરે ! દરેક આત્માનું જાણે તેણે વાંચન કીધું હોય તેવું હતું. અને દરેક સ્થળે જ્યાં તે પૂર્વે પવિત્ર, નિર્મળ, સુખી આત્મા હોય તેને સ્વાર્થાંધ મગરૂર અને ઈર્ષાખોર તથા નાસ્તિક થઈ ગએલો જોતા ત્યાં જો તે આત્મા ભવિ હોય તો તેને ફરી જાગૃત કરી તેનો ઉદ્ધાર કરતા. ત્યારે તેમની અપૂર્વ ઉપકારની લાગણી કે જેને માટે આપ-

ણા મગજમાં કલ્પના પણ આવી શકે નહિ તેની આપણે કદી શંકા લાવી શકીશું કે જે વિકાચિત કર્મ જન્ય બાહ્ય દુઃખો હતા. તેના વિષે તેને મધ્યસ્થ ભાવવાળી લાગણી થતી હતી, બેરાં, મુંગા, પશુ પક્ષીઓ, નરકના જીવો અને અભવિ જીવોને માટે તેને ઘણીજ લાગણી થતી હતી. જે ભયંકર ભવિષ્ય આ ભરતક્ષેત્ર પ્રાણીઓને માટે નિર્માણ થયું હતું, તેને માટે તેને શીશી લાગણીઓ થઇ હશે? તે કહેવાને કોણ સમર્થ છે? જેમના અપૂર્વ ઉપકારની લાગણીઓ અને મનુષ્યમંડળની વચ્ચે રહીને પોતે દુઃખ સહન કરવાનો એકજ દાખલો ખાત્રી આપશે કે વીરપ્રભુ આપણા છેલા ઉદ્ધારક હુતા અને આપણા કમનસીબે તેમના સમયે આપણા જીવો કયાં ભ્રમણ કરતા હુશે તે આપણે જાણુતા નથી. નહિતર એ ઉપકારની મૂર્તિથી આપણો પણ કયારનો ઉદ્ધાર થઇ ગયો હોત તેનું ઉદાહરણ હું આપવા માગું છું તે એ છે કે જે વખતે તે મહાત્મા આ સંસારમાં પોતાના છેલા મનુષ્યભવનું આયુષ્ય પુરૂં કરી નિર્વાણ પામવાના હતા તે છેક છેલ્લે વખતે પણ શારીરિક શકતી ક્ષીણ થતી જતી હશે ત્યારે ભવ્ય જીવોનાપર ઉપકાર કરવાની એકજ નિર્મળ બુદ્ધિથી બરાબર સોળ પહોર સુધી ઉપદેશ આપી તે વખતે પણ હજારો જીવોનો ઉદ્ધાર કર્યો હતો.

## મહાવીર જીવનના દુઃખમય પ્રસંગો વિષે ઉદ્ભાવતા કેટલાક વિચારો.

જે વિચારોની શ્રેણી આપણે ઉપર દર્શાવી ગયા, તે પરથી બીજી પણ ઘણી સૂચનાઓ આપોઆપ ઉદ્ભવે છે. મહાવીરના દુઃખો અને ઉપસર્ગોના સઘળા પ્રસંગો દાખલા તરીકે ખુલ્લી રીતે મનુષ્ય જીવનના ઉદ્ધારમાં અનેક રીતે સહાયક હતા, અને હજુ પણ છે, કારણ કે જે પ્રસંગો આપણે જાણીએ છીએ, અને જે છુપા ભવિષ્યનું અને ન કહી શકાય તેવું સૂચન કરનારા છે તે આપણા હૃદયમાં જરૂર એવી છાપ બેસાડ્યા વગર નહિ રહે કે, ઘણા દુઃખ સહન કર્યા વગર કર્મથી મુકત થઇ શકાતું નથી. તેમજ તેથીકરીને ગમે તેવા અસહ્ય દુ;ખના પ્રસંગે પણ મહાવીરના જીવનને યાદ કરતાં એક જાતનો અપૂર્વ દિલાસો મળે છે. દુઃખની કેટલી કીંમત છે, તે તેમના જીવનમાંથી મળી આવે છે. જે ઉચ્ચદશામાં વીરપ્રભુએ નૈતિક અને

આત્મિક મહાત્મ્યનું વાતાવરણ ફેલાવ્યું હતું, જે પવિત્ર અને દૈવિક વિચાર વાતાવરણથી જગત્‌નો અંધકાર દૂર કર્યો હતો તે ખરેખર મનુષ્યને ઘણુજ આશ્ચર્યમાં ગર્ક કરી નાખે તેવું અને નાસ્તિકોથી ન માની શકાય તેવું ચમત્કારીક મહાત્મ્ય હતું, જાણતા છતાં જેમણે ગર્ભના, બાલપણના, અને દુષ્ટજીવોના ઉપસર્ગોના દુઃખો સહન કીધા અને છતી શકિતએ તેમનો પ્રતિકાર કરવાને બદલે જેમણે ઉદ્ધાર કીધો તે શ્રી વીરપ્રભુના આશ્ચર્યજનક જીવનનો કોણ પાર પામી શકે તેવું છે. ?

તે મહાવીર પ્રભુની આવી ઉપકારની લાગણીને વધારે સ્ફુટ કરવાને તેના સઘળા દુઃખો જે અટકાવી શકાય તેવા હતા તેનાપર વિચાર કરીએ. વીર પ્રભુની માત્ર પ્રત્યેની લાગણી કાંઇ ક્ષણિક નહોતીતેમજ તેના દુઃખો અને આત્મભોગ મનુષ્ય પ્રત્યે પ્રેમની લાગણી બતાવવા માટેજ તેણે સહન કર્યા નહોતા તે એવા કાર્ય ન હોતા તેમજ એવા માણસના પણ નહોતા કે જેનો તોલ કર્યા વગર અને પરિણામ જાણ્યા વગર તેણે કીધા હોય તે સારી રીતે જાણતા હતા કે કર્મને નષ્ટ કરવાને અને તે નિમિત્ત મનુષ્ય જાગૃત થાય તેટલા માટે મારે અવશ્ય દુઃખ સહન કરવાંજ જોઇએ તેની ભવિષ્યની સઘળી ધાસ્તી ગમે તે પ્રસંગે તાદ્રશરૂપે સ્વચ્છપણે તેની સન્મુખ હતી અને તોપણ તેના જ્ઞાનમાં જેમ તે સંપૂર્ણ હતા તેમ તેમ તેમના નિશ્ચયમાં પણ તેટલાજ દ્રઢ હતા. મનુષ્યનું વીર્યબળ ગમે તેવી ગરમીમાં અને યુદ્ધની ગમે તેવી ઉશ્કેરણીમાં ઘણાજ શૂરવીરતાના કામો કરે છે; પરંતુ જો આગળથી તેમને પોતાના માઠા ભવિષ્યની ખબર આપવામાં આવે તો તે જરૂર પોતાનું પરાક્રમ બતાવવાને માટે જશે નહિ. એક દરીઆઇ મુસાફર જ્યારે મોજાઓ શાંત હોય છે ત્યારે સમુદ્રમાં આગળ વધવાને લલચાય છે; પરંતુ જો તેને તોફાનની ધાસ્તિની ખાત્રી કરી આપવામાં આવે છે તો બીજી કોઇ પણ લાલચથી તે આગળ વધવાને ઉદ્યમવંત થશે નહિ પરંતુ વીરપરમાત્મા કે જેમણે એકવીશ હજાર વરસ સુધી શાસન જયવંતુ રહે તેને માટે ઉંડા પાયા નાખેલા છે તેમણે અંધકારના મહાસાગરમાંથી પસાર થઇને ગમે તેવા ભારે તોફાનોને વિખેરી નાખ્યા છે અને તેમના આત્માપર તે મહાસાગરના પાણી ચઢી

આવ્યા, તોપણ એક પગલું પણ તેઓ પાછા હઠ્યા નથી. તે વીર-પરમાત્મા પ્રત્યે જેવો ગૌતમ સ્વામીનો અચળ પ્રેમ હતો અને જે રાગ દિશાને લીધે તેઓ કેવળજ્ઞાન મેળવી શકતા નહોતા તેના જેવો અચળ પ્રેમ દરેક કર્મથી ઘેરાએલા મુકત થવાની ઈચ્છાવાળા મનુષ્યે વીરપ્રભુ પ્રત્યે રાખવો જોઇએ.

વળી વીરપ્રભુના દુઃખમય જીવનથી જેઓ ઘણા બેદકાર અને નાસ્તિક હોય છે તેઓને પોતાના આત્મિક લાભો મેળવવાને જાગૃત થવા ચેતવણી નથી મળતી શું ? પાપકર્મના માઠા પરિણામના તાદશ ભયંકર ઉદાહરણ અને જેઓ પોતાના પાપકર્મના ઘોર પરિણામને માટે બેદરકાર હોય તેની મૂર્ખાઇ ભરેલી ધાસ્તી વીરપ્રભુના દુઃખ શિવાય બીજે કયે સ્થળેથી મળી શકે તેવું છે ? મતલબ કે વીરપ્રભુને પાપકર્મના અસહ્ય દુઃખો સહન કરવા પડ્યા તે જોઇને દરેક પ્રાણીને એમ સહજ વિચાર થશે કે આપણા પણ શું હાલ થશે ? તમારા આત્મા વિષે અને તેના હમેશના લાભ વિષે જો તમે નિશ્ચિત હો તો વિચાર કરજો કે તમારા આત્માને અને વીરપ્રભુની દુઃખમય સ્થિતિને કશો સંબંધ નથી. જ્યારે મહાન્ લડાઇમાં જે મુખ્ય સરદાર ( યોધ્ધો ) હોય છે તે ફીકો પડી જાય છે, ત્યારે બીન-અનુભવી સીપાઈ ધ્રુજવા લાગે, જ્યારે ઘણોજ હોશીઆર ડાકટર દરદને જોઇને ધાસ્તી બતાવે છે ત્યારે દરદીની આશા ઘણી થોડી રહે છે. તેવીજ રીતે જ્યારે પરમાત્મસ્વરૂપી મહાવીરોનો આત્મા પાપ-કર્મના ઉદયથી દુઃખો સહન કરતો હોય ત્યારે જેઓનાપર પાપકર્મના દુઃખો પડવાના છે તેવા સામાન્ય જીવોએ શું શાંત અને નિશ્ચિતપણે બેસી રહેવું જોઇએ કે ? હમેશા પાપકર્મના વાતાવરણથી ઘેરાએલા એવા આપણે તેના માઠા ફળ ( દુઃખ )નું ચોકસ પ્રમાણ કરી શકીએ નહિ, પરંતુ આપણી વચ્ચે મહાવીર પરમાત્માએ મનુષ્ય જીવન ગાળી પાપકર્મના ઘોર દુઃખોનો આપણને ખ્યાલ આપ્યો છે, અને જ્યારે આપણે તે વીરપ્રભુને દુઃખ અને ઉપરાગોના પ્રસંગમાં જોઇએ છીએ ત્યારે આત્માની સ્થિતિ વિષેની કમકમાટ ભરેલી લાગણી શું આપણને નહિ થતી ? પાપના ભવિષ્યના પરિણામને આપણે જોઇ શકીએ નહિ તેમજ ચોકસ પ્રમાણ કાઢી શકીએ નહિ; પરંતુ વીરપરમાત્માએ પોતાના આત્માપરનો કાળો પડદો ઉચકી

નાખ્યો હતો, અને સઘળા ભવિષ્યના છુપા ભેદ તેઓ જોઈ શકતા હતા. મરતી વખતે પાપી માણસની પાછળ આપણે કાંઇ જઇ શકીએ નહિ. તેમજ જીંદગીના ક્રમથી તેની ભવિષ્યની સ્થિતિનું ઝાંખુ પ્રયાણ પણ કાઢી શકીએ નહિ; પરંતુ તેવા એક વીરપરમાત્મા હતા કે જેઓ જીંદગીની પછીની હકીકત પણ જાણતા હતા. એટલુંજ નહિ પણ તેઓ ચારે ગતિમાં કયા જીવો કયા કર્મથી પીડાય છે, તે જોતા અને જાણતા હતા. આ દુનીઆમાં પાપી મનુષ્યને જે ભયંકર ભવિષ્ય ભોગવવાનું હોય છે તે તેની દૃષ્ટિની સન્મુખજ હતું અને જ્યારે આપણે એક બાજુએ તે વીરપ્રભુને પાપી, અવિચારી અને મૂર્ખપ્રાણીને પોતાની આસપાસ સુધારતાં જોઇએ છીએ કે જે પ્રાણીઓ આ જગત્માં કાંઇજ ઉપયોગ વગરના, બેદરકાર, બાળકની રમત રમે તેવા અને જીંદગીની કીંમત ન જાણે તેવા હોય છે, તે પ્રાણીઓને શ્રી વીરપ્રભુની કૃપાથી એક બાજુ આપણે જાગૃત થતા જોઇએ છીએ જ્યારે બીજી બાજુએ તે વીરપ્રભુના પોતાના ભયંકર ભવિષ્યને, તેની ત્રાસજનક સ્થિતિને અને કર્મશત્રુના તેનાપર થએલા અતીશે કોપાગ્નિને પ્રાણીઓ જુએ છે, ત્યારે તેપરથી પાપી માણસ દયા અને દુઃખની લાગણીથી પોતાના ભવિષ્યને માટે ચિંતાતુર નહિ થતો હોય ? જ્યારે વીરપરમાત્માના કાનમાં ખીલા ઠોકાયા અથવા એકજ રાતના ઘોર બાવીશ ઉપસર્ગો થયા ત્યારે કુદરત પણ પોતાની મનોહરતા તજી ગઇ, તે વખતે શું મનુષ્યને કર્મશત્રુની ભયકર યાતનાનો વિચાર નહિ આવેલો હોય ? એટલું તો નિશ્ચયપૂર્વક માની લેવું કે મહાવીરના જીવનમાંથી પાપકર્મનું જે ભયંકર પ્રમાણ અને જે ભયંકર દુઃખોની ધાસ્તીની ખાત્રી વિષે કલ્પના થઇ શકે તેટલી બીજી કોઇ પણ રીતે થઇ શકે તેવું નથી

હવે છેલ્લો એક વિચાર મહાવીરના દુઃખોપરથી હું જે જણાવવા માગું છું તે એ છે કે મહાવીરના દુઃખોના સઘળા દેખાવોથી પશ્ચાત્તાપ કરનારો આત્મા વીરપ્રભુપ્રત્યે અતિશે નિર્મળ પ્રેમની લાગણી બતાવવાને ઉત્સાહુવાળો થશે. કારણકે આપણે જાણીએ છીએ કે મહાવીર પ્રભુના સઘળા દુઃખો આગાઉથી જાણેલા હતા. અને જે દુઃખો તેમને ભોગવવાના હતા તેને માટે શરૂઆતથી તેના વિચારો ચાલુ હતા આ ઉપરથી તમો એટલુંજ નહિ સમજી શકો કે તમારો

શકે છે. તેના આલંબનથી આજ પણ અનેક જીવો મોક્ષ માર્ગમાં આગળ ધસતા દેખાય છે તો પછી તમારે શામાટે તેનું આલંબન નહિ લેવું જોઈએ.

વીરપ્રભુના અપૂર્વ જીવન અને અનંત શક્તિ વિષે કોઇ પણ શંકા લાવવી તે મૂર્ખાઈ છે, એક ખેડુત પોતાના પાકને માટે અનેક દુઃખ સહન કરે પોતાની શકિતનો વ્યય કરે, તાપ અને બોજો સહન કરે, અને જ્યારે અનાજ પાકી જાય ત્યારે તેની કાપણી કરવાની ના પાડે, અને પાકનો નાશ થવા દે એવું કદિ બને કે? નહિજ કદિ નહિ. તેવીજ રીતે જેઓ વીરપ્રભુની ભકિત કરી તેમનાપરજ આધાર રાખશે, તેઓ શું મુકત થવાના માર્ગમાં આવી ગયા પછી પ્રમાદી થઈ બેસી રહેશે કે ? જો તમો મહાવીર જીવનને તમારી નસેનસમાં રાખો અને મહાવીરનેજ આધારરૂપ ગણો તો તમારી અને પરમાત્માની સ્થિતિ વચ્ચેનો અંતર આ જગત્‌માં કોઇ પણ રીતે રહેવાનો સંભવ નથી. આખર જતાં મહાવીરનું મહાવીરપણું અને તમારૂં મહાવીરપણું એક રૂપ થશે.



# પ્રકરણ ૭ મું.

## મહાવીરના દુઃખોમાં મનુષ્યનો ભાગ.



જે મનુષ્યો એક સાથે મળીને અમુક દુઃખ સહન કરે છે, તેમાં ઉંડી ઐકયતાથી દ્દઢ રીતે દુઃખમાં જોડાઇ રહેવાની તેમની સ્વાભાવિક શકિત જોઇ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. સર્વને સરખા દુઃખોના બંધન ની જેવી ઐકયતા હોય છે, તેવી ઐકયતાનું બંધન બીજા કશામાં જોવામાં આવતું નથી. કમનશીબી અને કંગાળ સ્થિતિમાં જે ખરો અને ઉંડો ભ્રાતૃભાવ જણાય છે, તેવો ભ્રાતૃભાવ બીજે કોઇ પણ સ્થળે જોઇ શકાશે નહિ, વળી એમ દેખાય છે કે, જ્યાર જયારે પરિતાપના ત્રાસજનક અને ભયંકર વખતમાં ફેરવાઇ જાય છે, ત્યારે કદાચ જો દ્દઢ રહેતો તેવી દ્દઢતાની બીજા કોઇ પણ પ્રસંગે વધારે સારી પરીક્ષા થઇ શકે નહિ. કદાચ મહાન્ અને સર્વની સરખી અ-

જમાયશમાં આપણી પ્રકૃતિનું ઉંડાણુ પ્રકટી નીકળે અને એક બધાના હૃદયમાં શું છે, તે દરેકને બતાવી આપે તો તેનું રહસ્ય આપણે અરસ્પરસ ન સમજી શકીએ તેવું ઉંડું છે, અથવા તો એમ હશે કે, દુઃખ અને હાડમારીના પ્રસંગો અરસ્પરસ ભોગવવાથીજ પ્રેમ વિશેષ દૃઢતર થાય છે. આ બાબતનું નિરાકરણ ગમે તે થતું હોય, તોપણ આપણે એટલું તો જાણીએ છીએ, દુઃખ અને દિલગીરીના પ્રસ ગોમા કોઇ એવો ચમત્કાર રહેલો છે, તે સરખા દુઃખીઆઓને જોડી દે છે, હૃદય હૃદયને અને આત્મા આત્માને દુઃખમાં સાથે મળેલા આપણે જોઇએ છીએ, પણ સુખના પ્રસંગથી માણસો એક થતા કે, જોડાઇ જતા કદી જોઇ શકાયા નથી. જેઓ પડતીમાંથી બહાર આવતા હોય છે, આશા અને નિરાશાના તોફાનમાં જેઓ સાથે મળી સહન શીળપણે એક સરખો પ્રયત્ન કરે છે, એક લશ્કરમાં જેમ ગોળીઓનો વરસાદ પડવા છતાં જેઓ એક બીજાની બાજુએથી ખસ્યા વગર એક બીજાનો બચાવ કરે છે અને ભયંકર ત્રાસદાયક ઘેરામાં સપડાએલા થોડા ઘણા બહાદુર લડવૈયાઓ એક સાથે દુઃખ સહન કરવાને તત્પર થાય છે તેઓ જે સામાન્ય રીતે ઉંડી લાગણી અરસ્પરસ એક સરખી રીતે ધરાવે છે તે ઉદાહરણો દુઃખના ભાગીદાર ઘણા હોવાનો અને ચુસ્ત દૃઢ રીતે વળગી રહેનારા હોવાનો દૃઢ પુરાવો આપે છે. જો આપણે શાંત જીવનમાં પણ તેવા ઉદાહરણ શોધીએ તો એક કુટુંબ જ્યારે ઘણું દુઃખી અને દરિદ્ર હશે ત્યારે ટુકડો વહેંચીને ઐકયતાથી માગી ખાવાની તેમની જે વૃત્તિ હશે તેજ કુટુંબ જ્યારે શ્રીમંત અને સુખી થશે ત્યારે ભાગ્યેજ તેવી ઐકયતા જાળવી શકશે. હવે આવાજ પ્રકારના વિચારો શ્રેષ્ઠ આત્માના હૃદયમાં સરખા દુઃખી જીવોને જોઇને થાય છે અને જાણે તે દુઃખ પોતે લઇ લે તેવી લાગણી થાય છે તેવીજ રીતે જ્યારે આપણે મહાવીરના દુઃખોની હકીકત સાંભળીએ છીએ ત્યારે તેના ભાગીદાર થવાની આપણને લાગણી થયા વગર રહેતી નથી. જેમ મહાવીરના દુઃખો બીજા સઘળાના કરતા વધારે ત્રાસ ઉપજાવનારા હતા તેમ તે દુઃખો ઘણા આત્માઓને વધારે ને વધારે નજીક જવાને આકર્ષણ કરતા હતા દુઃખી હૃદયના છુપા ઉંડાણમાં મહાવીરના દુઃખો વધારે સ્પષ્ટ રીતે સમજી શકાતા અને તેઓમાં મહાવીરનો પ્રેમ વિશેષ ને વિશેષ

દ્રઢતર થતો જતો હતો દુઃખની પવિત્ર ગાંઠથી જોડાએલા તેઓ દુઃખ ને ભોગવનાર મહાવીરના નજીકના સંબંધી થઇ જતા અને પોતે પણ તેવા દુઃખને સહન કરીને મહાવીરપણાને પ્રાપ્ત કરતા હતા બીજા તીર્થંકરોના જીવન કરતાં મહાવીરનું જીવન જે વધારે અસર કરે છે તે માત્ર તેના ઘોર દુઃખોને લીધેજ છે. તેથી કરીને દુઃખને આ આશ્ચર્ય જેવી બાબત ગણવાને બદલે તે અનેક જીવોપર આ દુઃખમ કાળમાં વિશેષ ઉપકાર કરનારી અને સ્વા ભાવિક રીતે મનુષ્યને જાગૃત કરનારી યાદગાર બાબત થઇ પડી છે. જો મહાવીરનું જીવન મધુર અને દુઃખથી કેવળ રહિત હોત તો તેના અનુયાયીઓના તો શીર તેના જેવા ભયંકર દુઃખો આવી પડત, મહાવીર પોતે સુંદર અને સરલ માર્ગે મોક્ષ મેળવી જાત અને બીજાઓને ઘણા ખડબચડા અને કાંટાવાળા માર્ગે મોક્ષ મેળવવાનો હોત તો તે ખરેખર આશ્ચર્યકારક તેમજ ઘણા જીવોને નુકસાનકારક થઇ પડત. તેથી કરીને મહાવીરના દુઃખો બીજા આત્માના દુઃખો સાથે મિશ્રિત થવાથી અને તેનોજ માર્ગ કઠણ, કાંટાવાળો અને ખડબચડો હોવાથી બીજાઓ તેને પગલે ચાલવાને દ્રઢ શ્રદ્ધાવાળા હોવાથી તે મહાવીર પોતાની સાથે બીજા હજારો જીવોનો ઉદ્ધાર કરી ગયા છે. એકજ શબ્દમા કહીએ તો પ્રાણીઓ ઉંડી શ્રદ્ધાવાળી લાગણીથી મહાવીરના દુઃખો જોઇને તેની નજીક આવીને તેમાં ભાગીદાર થવાની ઇચ્છામા પોતાના ઉદ્ધારનો માર્ગ શોધી શકવાને સમર્થ થયા છે.

પરંતુ બધા દુઃખો એવા નથી કે જેમાં મહાવીર સાથે આપ ણે મળીને આગળ વધીએ. ખુલી રીતે કેટલાક એવા દુઃખના પ્રસંગો હોય છે કે જેને સહન કરવામાં મહાવીરની પેઠે પોતે દિલાસો લેવાને પણ શક્તિવાન થઇ શકે નહિ. જો કે ઉપર ઉપરથી એમ દેખાય છે કે બધા દુઃખોની લાગણી બધા જીવોને એકસરખી થતી હશે; પરંતુ તેવું નથી. મહાવીરને એવી લાગણી કે તે દુઃખો સહન કરતાંજ તના પાપ પલાયન કરી જતા, જ્યારે બીજા પ્રાણીઓ દુઃખ સહન કરે છે તે વખતે તેઓમાં વળી બીજા પાપ થોડા અથવા વધારે પ્રમાણમાં મિશ્રિત ભાવે પ્રવેશ કરે છે; તે છતાં પણ ઘણા મહાન્ આત્માઓ નિર્વિકલ્પ ભાવે દિલાસા સાથે ઉદયે આવેલા ક-

ર્મને દૂર કરી નવા બંધથી દૂર પણ રહે છે. તેના દુઃખો સારા કરવા માટે હોય છે, પણ ખરાબ કરવાને માટે હોતા નથી, સામાન્ય અને શ્રેષ્ટ માણસોના દુઃખોમાં આવોજ ફેર હોય છે. અલબત પણ મહાવીરના દુઃખો તેઓ કેવી રીતે સહન કરતા તે સમજવાને શ્રેષ્ટ આત્માઓ શકિતવાન થઈ શકે નહિ તોપણ સઘળા જાગૃત અને ઉચ્ચ પદના અભિલાષી આત્માઓ જેઓ મહાવીરના પગલે ચાલવાને તૈયાર હોય છે તેઓ મહાવીરના દુઃખના ઉંડા અનુભવી થવાની યોગ્યતાવાળા થઈ શકે છે. એક પવિત્ર આત્મા પોતાના પાપનું કઇ જાતનું દુઃખ સહનકરી દૂર કરી શકે છે તેની આપણે શોધ કરીએ. ઉદયે આવેલા પાપનું દુઃખ કયાં સુધી ઉમદા પ્રકારનું અને યોગ્ય કહી શકાય. પાપના દુઃખોમાંથી કયા તત્ત્વો આપણી દુઃખી પવિત્રતાના ધોરણને નકી કરી શકે. આવા પ્રશ્નોના સંબંધમાં હું મહાવીરના દુઃખોપરથી મનુષ્યે શું વિચાર કરવાના છે તે જણાવીશ.

## હૃદયના જાણીતા દોષ.

ઉદયે આવેલા પાપનું દુઃખ સહન કરવાનું એક ત્રાસદાયક તત્ત્વ કે જેનો સીધો અનુભવ હોતો નથી તે હૃદયના જાણીતા દોષને લગતો છે. પાપીની સાથે તે પાપના વિસ્તારની એક એવી મર્યાદા છે કે જેનાપર થઇને નિર્દોષ એવી કુદરત પણ પસાર થઇ શકે નહિ. વિશાળ હૃદયનો, મૂળરૂપવાળો, ઉદારતાવાળો મહાવીરનો પવિત્ર આત્મા મનુષ્યપણામાં જ્યાં પાપ આનંદરૂપ ગણાય છે, તે તરફ એક પગલું પણ આગળ ચાલતો નથી. પાપના અંધકારથી ઢંકાઈ ગયેલા ભયંકર ઘોર પ્રદેશમાં અને જયાં વૈર લેનારા અંતઃકરણનો જુસ્સો પ્રજવલિત છે ત્યાં તે મહાવીર પ્રભુ કે જેમને આપણી પેઠે લાલચમાં પડી જવાની ટેવ નથી તે આપણને દોરી જશે નહિ તે સર્વજ્ઞ પ્રભુએ ગમે તે ચોકસાઈથી માણસના અંતઃકરણ વાંચેલા હોય, ગમે તેવી ઉંડી કરૂણાવાળી લાગણીથી તેણે મનુષ્યના દુઃખો સાથે પોતાના આત્માને જોડેલો હોય, તોપણ તેમાં દુષિત દુઃખોના એવા ઉંડાણ હોય છે કે જયાં નિર્દોષતા જરાપણ અવાજ કરી શકે નહિ આત્મિક અવનતિ, આત્મિક માન ભંગ, આત્મિક અવગુણનું જ્ઞાન, આત્મિક તિરસ્કાર, હૃદયનાં અસહ્ય કંટાળો કે જેમાં અપવિત્ર મોજશોખની યોગ્યતા

(ઇચ્છા નહિ) ભસ્મીભુત થઇ જાય છે એ વિગેરે લાગણીઓ કે જે પાપીના અસહ્ય દુઃખોનું બંધારણ મિશ્રિત ભાવે બાંધે છે અને માણસને લાગે તેવા ઘણાજ અસહ્ય દુઃખો જે નક્કી કરે છે તે મુખ્ય છે અને તે છતાં એ તો ખુલ્લું છે કે આવી ત્રાસદાયક લાગણીનો જરા પણ પડછાયો નિર્દોષ મહાવીર પ્રભુપર પડતો નથી. જેવો પાપનો જુસ્સો છે તેવોજ પાપનો અંધકાર છે જેના દરેક માનુષિક અનુભવમાંથી તે વીર પ્રભુ દૂર છે. મતલબ કે જ્યાં પાપના દુઃખને ભોગવવામાં સામું પાપ બાંધવાનું હોય છે ત્યાં વીર પ્રભુ હોઇ શકે નહિ પોતાના લોભની ખુશાલીની ઇચ્છામાં ઢોંગ કરવામાં આવે, વૈર લેવાની ઇચ્છામાં અંધારામાં રહીને આનંદ બતાવવામાં આવે, પોતાના હરીફની કીર્તિ સહન નહિ થવાથી ઈર્ષા કરવામાં આવે અથવા દુશ્મનની હાર તરફ તિરસ્કાર બતાવવો હોય, તેમજ મહાવીર આગળ ખોટી મગરૂરીની ચાહનાથી અપવિત્ર ભકિત કરે, નિરાશાવાળી કૃપણુતા દાખવે; દ્વેષ અને અદેખાઈના ઘા મારવાની ઇચ્છા રાખે, ગમે તે દુઃખી, એકાંત અને ત્રાસવાળો મનુષ્ય હોય, અને મહાવીર પાસેથી દિલાસો માગતો હોય તોપણ જ્યાં સુધી તેણે પોતાના આત્માને પાપમાં જોડેલો છે અને પાપના દુઃખને ભોગવતા વધારે પાપી થર્યાનાં પરિણામ રાખે છે ત્યાંસુધી તેને મહાવીરનો મજબુત હાથ કદી મળી શકશે નહિ અને તેના પાપની સામે એકલા હાથે તરફડીને ત્રાસ સહન કરવો પડશે. બીજાના દુઃખો દૂર કરવાની મહાવીરની નિર્દોષ લાગણી છે એમાં શક નથી પણ જેઓ પોતાની મેળે પોતાનું મોત ઉભું કરે છે તેને અટકાવવાને કોઇ વચમાં પડી શકતું નથી. આભવિ જીવો તેવા હોય છે અને તેથી ગમે તેટલા ચડીને પણ તેઓ ગબડી પડે છે.

## પાપ કર્મના ઉદયનું લક્ષ.

પાપના દુઃખ સહન કરવામાં બીજું તત્ત્વ પાપકર્મના ઉદયનું પોતાને લક્ષ હોય છે તે છે. હૃદયથી જાણીતા પાપ ખરેખર પાપના અંદરના પ્રતિબિંબ રૂપે હોય છે અને માણસના અંતઃકરણપર પરમાત્માની ઝાંખી છાયા પડે છે તથા જે આત્મા હૃદયના જાણીતા દોષમાં પાપ વૃત્તિવાળો હોય છે તેને પાપકર્મના ઉદયનું લક્ષ હોય

છે અને તેમાં પણ તે તેવોજ નાલાયક અને બીન અનુભવી હોય છે. આ જગત્‌માં પણ જેમ આપણી ધાર્મિક સત્યતાની કબુલાત ઝાંખી હોય છે તેમ દુષ્ટ માણસ પોતાના પાપને જાણતાં છતાં પરમાત્મા પ્રત્યે ધિક્કારની નજરથી જુએ છે અને પાપના ઉદયને જાણીને તેના દુઃખ ભોગવતાં વધારે ઘોરકર્મનો બંધ કરતા રહે છે. અને જો તેને આત્મિક લાગણીનું ભાન હોય છે તો તેના ખરા વિસ્તારમાં તેના પાપકર્મનો પરીઘ કેટલો છે તે તેને જણાઈ આવે છે. પોતાના જાતિ ભાઈના ધિક્કારથી કેટલાક પાપી મનુષ્યો પોતાના પાપથી કંપે છે પરંતુ જેઓ જાણી જોઇને અપવિત્રપણેજ પૂજ્ય માબાપ કે ભલા મિત્રને મળે છે અને તેનાપર પોતાની પાપવૃત્તિની નજરથી જુએ છે તેઓની સ્થિતિ ઘણી ભયંકર હોય છે. પાપકર્મથી બિકણ થઈ ગએલું હૃદય કોઈ મહાદેવી હાજર થાય તોપણ ડરીને નાશે છે અને કોઈ વખત માણુસના ધિક્કારને સહન કરવાને બદલે આપઘાતની શાંતિને શોધે છે. પરંતુ માણુસનો પાપ પ્રત્યેનો તિરસ્કાર અને દેવીનો પ્રકોપ તે માત્ર પોતાના પાપી હૃદયનું અપૂર્ણ પ્રતિબિંબ છે. પાપી માણુસ કહે છે કે મૃત્યુ પછી કઈ ગતિ થવાની છે તે કોણ કહી શકે છે, અહીંના પાપ ત્યાં નડશે એ પણ કોણ જાણે છે પણ ખરેખર એ ઘણું દિલગીરી ભરેલું અને દયાજનક છે કે મહાવીર જે શાંતિથી દુઃખને સહન કરતા તેની પણ આવાભવાનંદિ જીવોને કંઈ પણ અસર થતી નહોતી. મહાવીરને પાપીપર દ્વેષ નહોતો તેમ ધર્મીપર રાગ નહોતો તેમજ નિર્દોષ પરમાત્માને તેવા અનેક નાસ્તિકજીવોનો એક ક્ષણવાર પણ અનુભવ થવાનું કારણ નહોતું. જો કે તે મનુષ્યની વચ્ચમાં રહેતો હતો અને જેઓ મુક્ત થવાને ઉદ્યમવંત હતા તેમને તેની દૃઢ સહાયતા હતી અને ગમે તેવા દુઃખોની સામે થવાની યુકિત તે ઉપકાર બુદ્ધિથી બનાવતા હતા પરંતુ તે છતાં નાસ્તિકપર તેને કશો પણ દ્વેષ નહિ થતાં તેનો ઉપકારનો વરસાદ તે એક સરખો વરસતો હતો અને તે જેને જેમ આવે તેમ લોકો ગ્રહણ કરતા હતા નાસ્તિકો ઉલટા માર્ગે ચાલે તેની સાથે તેને કાંઈ સંબંધ નહોતો. ગમે તેવા ભયંકર દેખાવોમાં અને જગત્‌ના દુષ્ટ પરિણામમાં તેની સામે ગમે તેવો તિરસ્કાર બતાવવા આવતો તોપણ તેની તેને જરાપણ દરકાર નહોતી એટલુંજ નહિપણ પોતાનાજ પા

પના ભયંકર દુઃખમાં તે કદી પણ કષાય વાળી લાગણીને વશ થઇ જતા નહિ. તેના દુઃખની પછવાડે કેવળજ્ઞાનનો સૂર્યથી વિશેષ પ્રકાશ ઢંકાઇ રહેલો હતો અને તે મહાવીર પ્રભુ જાણતા હતા. કોમળ લાગણીથી તેણે એક પછી એક બધા દુઃખો પસાર કીધા અને પોતાની આત્મિક વૃત્તિની દ્રઢતામાં અંશ માત્ર પણ અસ્થિરપણું આવવા દીધું નહિ. ભયંકરમાં ભયંકર દુઃખ વખતે પણ તેની તેવીજ દ્રઢતા હતી. તેનાપર તેજોલેશ્યા મુકી તેને બાળીને ભસ્મ કરી નાખવાના ગોશાળાના અતિ નીચ પ્રયત્નથી પણ તેણે પોતાની શાંત વૃત્તિને જરા પણ ગુમાવી નહોતી પરંતુ ઉલટું ઘણીજ કોમળતા અને ઉપકારની લાગણીથી તેણે ગોશાળાને મહા પાપથી બચવાનો ઉપદેશ આપ્યો હતો અને તેની દુર્દશાને માટે તેને લાગી આવતું હતું. ઉદયે આવેલા પાપકર્મને જાણનારા મનુષ્યોને આ ઉપરથી કેવું ઉચુ શિક્ષણ મળે છે ? એવા પ્રભુની દ્રઢતા જોઇને તે પ્રભુના ચરણ કમળમાં ભવિ જીવો પોતાના પાપના દુઃખ સહન કરતાં પશ્ચાત્તાપ કરતાં ઢળી પડી છે. તેઓ એવીજ રટણા કરે છે કે હે પ્રભુ ? મારો આત્મા હું તને સોંપુ છું, તું તેનો ઉદ્ધાર કરજે અનેક બાહ્ય અશાંતિ હોવા છતાં તે મહાવીર પ્રભુના પવિત્ર નામમાં ઉંડી વિશ્રાંતિ હતી, નિર્દોષ શાંતિ અનુભવાતી હતી, અને તેના આશ્રયમાં હૃદયની શાંત પવિત્રતા પ્રગટ કે અપ્રગટ પણે જોઈ શકાતી હતી.' પાપકર્મના ઉદયને જાણવાવાળા પાપી આત્મા પ્રભુના પડખામાં પોતાના પાપી આત્માને સંતાડે તો તેના ગમે તેવા ઘોર અંધકારમય દિલગીરીના પ્રસંગમાં પણ તે પોતાનો સરલ અને સીધો માર્ગ જોઇ શકે.

## મૃત્યુ પછીની ધાસ્તી.

જો કે વીરપ્રભુએ છેલા મૃત્યુને ' અનુભવ્યું હતું, તોપણ ચાર ગતિમાં ભ્રમણ કરનારા મનુષ્યોને મૃત્યું પછીની સ્થિતિ વિષે જે ધાસ્તી રહે છે, તેના તિક્ષણ દુઃખનો ભાગી કેવી રીતે થઇ શકે ? જો મૃત્યુએ સામાન્ય નિદ્રા હોત અથવા એક પ્રકારની બેશુદ્ધિ હોત તો પાપી મનુષ્યને તેની અર્ધી ધાસ્તી ઓછી થઇ હોત ઘણી વખતે મરણ વખતનું દુઃખ પણ જીવવાના દુઃખ કરતાં ઘણું ઓછું હોય છે, પરંતુ તે વિશેષ જણાય છે, તેનું કારણ એ છે કે. પાપ તેનાપર

ભવિષ્યની ધાસ્તીની છાયા રચી જાય છે, તેની જીંદગીના પાપી કામો તેની નજર આગળ ખડાં થાય છે, અને તેથી તે પાપી માણુસ મરવાને ડરે છે, મૃત્યુ પછી કેવી ધાસ્તી છે, તે વિષે મનુષ્યની ચિંતા દૂર કરો, અને જણાશે કે, મોત તેને વધારે ભયંકર લાગતું નથી. પરંતુ મરતી વખતે માણુસને એમ થાય છે કે, અરે ! હું ચાલ્યો જાઉં છું, કયાં જાઉં છું ? તે હું જાણુતો નથી, દુનીઆમાં રહીશ કે, બીજે તે તેને ખબર નથી, બધું છોડીને જવું પડે છે. એજ માત્ર તેનો પહેલો ત્રાસ હોય છે, મોત તેને ન કહી શકે તેવો છુપો અંધકાર લાગે છે. પાપનો અંધારાવાળો વિકાળ દૂત જણાય છે, અને જેમ જેમ મોત નજીક આવે છે, તેમ તેમ ત્રાસ વધતો જાય છે, અને અશાંતિમાં તેને જીવનમુકત થવું પડે છે, પરંતુ મહાવીરનું મૃત્યુ કે જેનાથી પાપે ત્રાસીને નાશી છુપ્યું હતું, તેમાં ઉપર કહેલાં તત્ત્વ નહિ હતા. તેના નિર્વાણુનો સમય જરા પણુ ધાસ્તિવાળો કે અશાંત નહિ હતો, તેને પરલોકની અદૃશ્ય દુનિયા વિષે કાંઈ પણુ શંકા, અચોકસપણું, કે ત્રાસ નહોતો. જે જગતૂથી તેઓ નિવૃત્ત થતા હતા, તે જગતૂના નિર્દય હાથમાં તેને ફરી આવવાનું નહોતું, તે જગતૂમાંથી તેનો પવિત્ર આત્મા નિરાશા અને અંધકારના દુઃખમય પ્રસંગમાંથી હુમેશાં મુક્ત થઈને નિરંતર જયોતીસ્વરૂપી પરમાત્મપદને પ્રાપ્ત થતો હતો. પરમ સિદ્ધ પરમાત્માઓ સાથે તેના છેવટના મૃત્યુ પછી તે આદિ અનંતકાળ સુધી પરમ સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત થતા હતા. દુઃખ દિલગીરી અને કંટાળાથી ભરેલા આ સંસારમાંથી તે હુમેશાને માટે મુકત થઇને જયાં પરમ શાંતિ અને કોઇ પણુ બાબતની ન્યૂનતા નથી તેવા સ્થળે જતા હતા. અરે ! મૃત્યુથી એ મહાવીરને માત્ર પોતાના મૂળ ઘેર જવાનુંજ હતું. એવા મૃત્યુની દરેક ઉત્તમ જીવો ચાહના રાખે છે; કારણુ કે અનંતકાળ સુધી પરદેશ ભટકી ભટકીને પોતાના મૂળ ઘેર જવાની કોને ઇચ્છા ન થાય ? આખરે ખરી શાંતિ તો પોતાનાજ ઘરમાં અને પોતાનાજ કુટુંબીઓમાંથી મળી શકે છે. આત્માનું મૂળ ઘર પરમાત્મપદ છે, પણુ કર્મનો ભમાવ્યો તે અહીંથી તહીં ભટકે છે, અને ખોટી શાંતિની શોધ કરે છે, એ કર્મશત્રુથી મુકત થવાય તો મૃત્યુ એ ત્રાસ નથી પણુ ઘેર જવાનો માર્ગ છે. શત્રુ એ

મિત્ર થઇ ગયો છે, તેના તરફ લક્ષ આપો અને તેનાથી દૂર થવાનો પ્રયત્ન કરો, જ્યાં સુધી તેમ કરશો નહિ ત્યાં સુધી જન્મ મરણની અને સંસારના ભ્રાંતિવાળા સુખની ત્રાસદાયક ધાસ્તી ઓછી થશે નહિ અને પરવશ થઇને મૃત્યુના વિકાળ મુખમાં અનેકવાર પડવું પડશે. મહાવીરનું મૃત્યુ કેવું હતું તેનો વિચાર કરી તેવું મૃત્યુ કેમ થઇ શકે તેની શોધમાંજ તમારી ધાસ્તીનો અંત આવશે.

## પવિત્ર આત્મા દુઃખના કેવી રીતે ભાગીદાર થાય છે.

પાપકર્મ દૂર કરવાને કેવા પ્રકારના દુઃખો વધારે ઉમદા અને યોગ્ય હોય છે તેમજ કયા દુઃખો પવિત્ર અને જાગૃત સ્વભાવથી જાણી શકાય તેવા હોય છે તેની હવે આપણે તપાસ કરીશું પાપકર્મ જો કે મહાવીરથી હજાર કોષ દૂર રહેતું હતું તોપણ તેના ત્રાસદાયક દુઃખ અને દીલગીરીના પ્રસંગનો તેને પણ અનુભવ થતો હતો પાપ કર્મના ઉદયથી થયેલા કેટલાક અંતરંગ એવા પણ દુઃખો છે કે જે મહાવીરના જેવાજ આત્માઓ જાણી શકે અને જેટલા પ્રમાણમાં આપણો અંતરંગ આત્મા સ્વચ્છ અને પવિત્ર થયેલો હોય તેટલાજ પ્રમાણમાં મહાવીર પુરૂષના અંતરંગ દુઃખો આપણે અનુભવી શકીએ પાપના જરાપણ સંબંધથી પવિત્ર હૃદયનેજ દુઃખ લાગે છે તે દુઃખનો આપણે વિચાર કરીએ. મહાવીરે પોતાના મીશનની પૂર્ણાહુતિમાં પાપકર્મનો જે રીતે ક્ષય કર્યો છે તેનું પ્રમાણ આપણા અપૂર્ણ અંતઃકરણથી નીકળી શકે નહિ, માત્ર તે આપણી વચમાં નજીકમાં રહેતા હતા તેથીજ આપણે તેનો ઝાંખો માર્ગ શોધી શકીએ છીએ. નિર્દોષને પણ દૂષિતની સાથે જન્મનો સંબંધ હોય તો પાપના પ્રસંગથી કરીને ક્રમેક્રમે તીણું દુઃખ ઉત્પન્ન થાય છે મહાવીરના દુઃખો આપણે આગળ વાંચી ગયા છીએ તે પ્રમાણે ઘણી બાબતમાં એકાંત હતા અને સાંસારિક જીવનમાં તેનું નામ કે નિશાન પણ નહોતું પરંતુ બીજી રીતે વિચાર કરીએ તો આસપાસના નૈતિક દુઃખોને પોતાના અંતઃકરણ સાથે વીંટાળીને પાપ સાથેના નિર્દોષ સંબંધથી દુઃખ સહન કરીને વીરપ્રભુ દરેક જાગૃત આત્માને પોતાનો દૃઢ અને મજબુત દિલાસા વાળો હાથ આપે છે કારણકે જેમ જેથી આપણે મહાવીરજેવા વધારેને વધારે થતા જઇએ છીએ તેમ તેમ આપણી પડતીના ચિન્હો

ઓછા થતા જાય છે, પાપના નજીકના સંબંધથી આપણે ચેતીને વધારેને વધારે દૂર રહેતા જઇએ છીએ અને તેથી આપણા દુઃખી દબાણના પ્રસંગમાં અને જગત્‌ના દૂષિત નીતિના વાતાવરણમાં આપણેઆગળને આગળ વધતા જશું અને મહાવીરના દુઃખના ભાગીદાર બનતા જશું.

પવિત્ર હૃદયના અને કોમળ અંતઃકરણના સ્ત્રી પુરૂષોને કોઇ બિભત્સ વિચારથી ભરેલું પુસ્તક વાંચવાની ફરજ પાડવી તે તેને અસહ્ય થઇ પડશે તો પછી જેઓને પાપ પ્રત્યે તિરસ્કાર છે તેમને પાપકર્મના જીંદગી સુધીના માત્ર શબ્દથી નહિ પણ દરેક કાર્યમાં પણ પરિચય અને સંબંધમાં આવવું પડતું હોય તો ગમે તેવા શારીરિક ત્રાસ કરતા તેને એ દુઃખ કેટલું અસહ્ય અને ભયંકર લાગશે? પરંતુ આવી જાતની કલ્પનાવાળો દાખલો પાપમય જગત્‌માં મહાવીરની સ્થિતિ વિષે આપણને ખાત્રી કરાવવામાં માત્ર મદદરૂપ થાય કારણકે તે મહાવીર પ્રભુની પવિત્રતા સંપૂર્ણજ્ઞાનવાળી અને ગમે તેવા પવિત્ર મનુષ્ય કરતાં પાપ તરફ વધારે ધિક્કાર બતાવનારી હતી એટલુંજ નહી પણ આ દુનીઆના પાપ વિષેનું તેનું લક્ષ ઘણુ જ સૂક્ષ્મ અને તરત જાણી લેવાની શકિતવાળું હતું તેની હાજરીથી જ પાપ જાણે પોતાના સઘળા જોરથી ઉછળ્યું હોય તેમ જગત્‌ને તેના પોતાના અને બીજાના દુઃખોથી ખળભળાવી દીધું હતું. મનુષ્યની દુષ્ટ લાગણીઓ પણ એવા ઘોર પાપકર્મ તરફ ધિક્કાર બતાવ્યા વગર રહી શકી નથી. મનુષ્યના અધમ આત્માઓમાં વૈર અને દુર્ગુણોથી ભરેલું નર્ક જાણે સાથે મળીને ભયંકર રીતે મહાવીર પ્રભુની સામે ઉલટી પડયું હોય તેમ પાપકર્મે દેખાવ દીધો હતો. ઇતિહાસની ત્રાસદાયક નોંધમાં પાપકર્મ પોતાની છેક છેલી મર્યાદા ઉછળી રહેલું અને તેના સાક્ષી તરીકે એકજ વીરપ્રભુહોવાનુંહમેશનેમાટે લખાએલું રહેશે. તે વીરપ્રભુની દષ્ટીમાં પાપીકર્મ ગમે તેટલા વેષ ધારણ કરીને આવ્યું તોપણ દૂર થઇ શકયું નથી. ગમે તેટલા પ્રપંચ અને દુર્ગુણોમાં છુપાઇને શબ્દોમાં કે સ્વરૂપમાં તે ઘોર પાપકર્મનું વીરપ્રભુ પાસે કશું ફાવ્યું નથી. ગમે તેવા સારા કે નઠારા વેષમા હોય તોપણ પાપ તેનાથી છુપું રહ્યું નથી. મોક્ષની સ્થાયી હવા લેવાની જાણે પ્રકૃતિ બંધાઇ ગઇ હોય તેમ ગમે તેવા પાપી ઘરમાં અને દુષ્ટાચારી

મનુષ્યોમાં તે રહીને પોતાતી શ્રેષ્ટતા જાળવી શકતા હતા અને એટલા માટેજ તેઓ પોતાને પાપકર્મનો ઝાંખો સ્પર્શ થઇ શકતો નહોતો તેના સંબંધમાં આવીને ઘણા સૂક્ષ્મ અને તીણા દુઃખો સાથે રહીને ધીરજથી અને બહાદુરીથી તેમણે સહન કર્યા હતા.

## બીજાના પાપકર્મ જોવાથી ઉત્પન્ન થતી લાગણી.

પાપકર્મના જે દુઃખો મહાવીર પ્રભુએ સહન કીધા છે તેમાંથી મનુષ્યને ભાગીદાર થવાનું બીજું તત્ત્વ પોતાના જાત ભાઈઓના પાપકર્મ જોઇને જે લાગણી અને દુઃખ ઉત્પન્ન થાય છે તે છે. મહાવીર પ્રભુ ફક્ત જગતના પાપકર્મને જોનારજ ન હતા પરંતુ જે પાપી મનુષ્યો તેના પ્રત્યે પૂજ્ય બુદ્ધિથી પ્રેમ ધરાવતા હતા તેમનું ભવિષ્ય સુધારવા તેઓ વિરાગીપણે પણ ઉપકાર કરવામાં સતત ઉદ્યમવંત હતા અને આ ઉપરથી જાણવું ઘણું સહેલું થઇ પડશે કે તેમના દુઃખો વિષે ઘણીજ ઉંડી લાગણીવાળા હતા. જો કે પાપકર્મના સઘળા કર્તવ્યો પવિત્ર હૃદયના મનુષ્યમાં તોફાન અને બંડ જગાવે છે તોપણ મહાવીર પ્રભુની નજીકમાં રહેનારા પ્રાણીના સંબંધમાં તેવો પ્રકાર બને તો તે દેખાવ ઘણો દુઃખ ઉપજાવનારો થઇ પડે. જેઓ આપણને પ્રિય હોય છે તેઓના પાપકર્મ જોઈને આપણને સ્વાભાવિક લાગણી થયા વગર રહેતી નથી. એક ભાઈની દુષ્ટતા અને જાતીય ભ્રષ્ટતા વિષે વિચાર કરતાં તેના પવિત્ર, ભલા અને વિશાળ હૃદયવાળા ભાઈને ઘણું તીણું અને ઘાતકી દુઃખ થાય છે. કેવા પ્રકારના સૂક્ષ્મ બંધનથી એક હૃદય બીજા હૃદય સાથે જોડાય છે અથવા એક આત્મા બીજા આત્મા સાથે કેવી છુપી રીતે મળી શકે છે તે જાણવું ઘણું આશ્ચર્ય ઉપજાવનારૂં લાગે છે અને જો કે એક હૃદય બીજાના સુખ દુઃખના ભાગી નહિ થતા આમ તેમ ભ્રમણ કરે તોપણ બીજાના પ્રમાણિકપણા વિષે કે પાપીકાર્ય વિષે તેને જાતિ અનુભવ થયા વગર રહે નહિ. ઉદાહરણ તરીકે એક પતિને કે પત્નિને પોતાની પત્ની કે પતિ તરફથી અપમાન થાય તેથી કેવું દુઃખ અને શરમ લાગશે તેનો વિચાર કરો. અથવા એક દુરાચારી છોકરાને સ્વચ્છંદપણે ભટકતો જોઇને તેના ભલા બાપને તે વિષે કેટલું દુઃખ અને લાગણી થશે. કૌટુંબિક ધોરણમાં એક એવા પ્રકારનો સુસંપ હોય છે કે જેથી તેમાંની કોઈ પણ

વ્યક્તિ બાકીનાઓનો વિનય સાચવ્યા વગર ચડી શકે નહિ તેમ પડી શકે નહિ અથવા માન પામે નહિ તેમજ અપમાન પણ પામે નહિ. એકજ લોહીના અને કૌટુંબિક પ્રેમની ગાંઠથી બંધાએલા મનુષ્યોમાં જે છુપા કુદરતી કળાકૌશલ્યથી એક બીજાનાહૃદયઅરસ્પરસ મળેલા હોય તેમજ એક બીજાના વર્તનનું દરેક અનુકરણ કરનારા હોય, કુદરતી સંબંધ હોવા છતાં હજારો નજીકની યાદગીરીથી તેમાં દૃઢતા જણાતી હોય અને તેમાં લગભગ એક રૂપતા થઇ જાય ત્યારે તે કુટુંબમાં એક વ્યક્તિની ગંભીર ભૂલ વિષે જે લાગણી થાય તે વિષે વિચાર કરો. એજ કુટુંબમાં જો છોકરો ઉલટે માર્ગે ચાલે તો તેનો બાપને કેટલી ઉંડી લાગણી થશે. તેની લાંબા વખતની સંભાળ અને સંરક્ષણ પછી તે છોકરો જે તેની એકજ આશા, મગરૂરી અને પ્રેમનું સ્થાન તે માનતો હોય તે અપવિત્ર અને અનાચાર માર્ગે પ્રવર્તે તથા તેના નિર્દોષ નામને કલંક લગાડે ત્યારે તેને કેવી લાગણી થતી હશે તેનો વિચાર કરો. જો કે તે પિતા પોતે નિર્દોષ છે, છોકરાના પાપને માટે કાંઇ તે દોષિત ગણાય નહિ તોપણ સંબંધને માત્ર લાગણીથી તેનો ભાગીદાર થાયછે.જેને એવી અસર થશે કે જાણે છોકરાની ગેરવર્તણુંકનો તિરસ્કાર અને શરમ ને માટે મારેજ નીચું જોવાનું છે. અરે એટલું નહિ પણ પોતાના પાપથી તેને જેટલું દુઃખ થાય તેના કરતાં આગ્રી કરીને તેને ઘણુ તીણુ દુઃખનો ડંસ લાગશે ખરી હકીકત એવી છે કે છેકરો પાપકર્મ કરવાને પ્રવૃત્ત થયો તેજ તેની હલકાઈમાં નબળાપણું બતાવે છે. અને બીજી રીતે ખરી વાત એમ હોય છે કે માબાપ પોતે હલકા કામો કરી પછી પશ્ચાત્તાપ કરતા હોય તોપણ તેની પૂર્વની અસરથી બીજાઓ ખરાબ થયા હશે એ વિચારથી પણ દુઃખ થાય છે.

આ સિદ્ધાંતનું તાત્પર્ય ખુલ્લું છે. મહાવીર આપણા મહાન્ પિતા હતા, તેણે આપણા જેવુંજ સ્વરૂપ ધારણ કર્યું હતું અને તેના હૃદય સાથે આપણા હૃદયની તેના આત્મા સાથે આપણા આત્માની ઐક્યતા થાય એવી તેની નિર્દોષ ઇચ્છાં હતી જેમ તેના પુત્રો અને પૌત્રો આપણે તેને પિતા ગણી આપણા દુઃખો નિવારણ કરવાની પ્રાર્થના કરતા હતા અને આજપણ કરીએ છીએ તેમ તે પણ નિરાગી હોવા છતાં આપણા પાપકર્મને દૂર કરવા માટે નિર્દોષ ઉપકારની લાગણીથી ઘણા મનુષ્યોને બંધન મુક્ત કરતા હતા

આ રીતે તે જાણે આપણા દુઃખના ભાગી થયા હોય એમજ કહીએ તો એક રીતે ખોટું નથી. જગતના સંબંધી અને સ્નેહિઓ આપણા પ્રત્યે લાગણીવાળા હોય તો આપણો એક ભવ સુધારી શકે છે, પણ જે મહાવીર પ્રભુ અનેક ભવાંતરના પાપકર્મને જડમૂળથી ઉખેડી નાંખી ભવબંધનમાંથી મુક્ત કરે તેના સંબંધની સાથે જગતના કયા સંબંધની સરખામણી થઇ શકે? મનુષ્યના ગમે તેવા દૃઢ ઐક્યને મહાવીર અને તેના અનુયાયીઓના ઐક્યનો કિંચિત્ અંશ માત્ર કહી શકાય. જે કાંઇ આપણા માટે બની આવે છે, તે તેના સાધનથી જુદું નથી. તેના સર્વ શક્તિમાન હૃદયમાં આપણું ગમે તેવું સૂક્ષ્મ દુઃખ પ્રત્યક્ષ છે, અને આપણી દુર્દશાની ઉડી લાગણીથી તે પ્રાણીમાત્રપર અનેક ઉપકાર કરવામાં પ્રવૃત્ત રહે છે. તેનાપર વિશ્વાસ અને શ્રદ્ધા રાખવાથીજ જાણે તે આપણા સઘળા શોક અને સંતાપનો બોજો લઇ જતા હોય, તેમ આપણે છૂટા થઇ ગયા હોય તેવો ભાસ થાય છે. આપણા અઘોર કર્મ જાણીને એક પતિ પોતાની સ્ત્રીને માટે કે એક પિતા પોતાના પુત્ર માટે જે લાગણી ધરાવે છે તેના કરતાં વીરપ્રભુનું હૃદય ઘણીજ દયા અને અનુકંપાની લાગણીથી ઉભરાઈ જતું હોય છે. જો કે તેઓ સમભાવી અને મધ્યસ્થ નિરાગી પ્રકૃતિવાળા હોય છે, તો પણ વ્યવહાર દૃષ્ટિએ તેઓમાં પરોપકાર વૃત્તિ ઘણીજ વિશેષ હતી, એમ કહેવાનુ રહસ્ય ન સમજી શકાય તેવું ભેદ ભરેલું નથી. વળી પોતે ઘણાજ પવિત્ર અને ઉચ્ચપદને પ્રાપ્ત થએલા હોવાથી દૂષિત અને પતિત પ્રાણીઓ વિષે ઉલટી વિશેષ લાગણી થઈ આવે એ સાહજીક હતું. તેની અનહદ ઉપકારની લાગણીનો પુરાવો એજ ગણી શકાય કે તેઓ છેક છેવટ જયારે નિર્વાણ પામ્યા ત્યારે પણ હજારો જીવોને ભવાંતરના દુઃખમાંથી મુક્ત કરવાને સોળ પહોર સુધી ભવ્ય પ્રાણીઓને અતિ ઘણી ઉપકાર કરનારી ઉપદેશની ધારા ચાલુ રાખી. મતલબ કે તે એક એવું ઉદાર અને ઉચ્ચ હૃદય હતું, કે જે સમભાવે હજારો પ્રાણીના દુઃખના ભાગી થઈ તેઓના દુઃખો દૂર કરવાની પોતાની પરોપકારવાળી પ્રવૃત્તિમાંથી પોતાને મુકત કરી શકતા નહોતા. તેની નિર્દોષતા ગમે તેવા દુર્ગુણોને દૂર કરી શકતી હતી. તેની પવિત્રતા દુરાચારને દૂર

કરી શકતી હતી અને તેની મધુર ઉપદેશ વાણી ગમે તેવી મૂર્છામાંથી મનુષ્યને જાગૃત કરી શકતી હતી. આવા પ્રકારની વ્યવહારીક રીતથી મહાવીરપ્રભુ દૂષિતના દોષ અને દુઃખને માટે ઊંડી લાગણીવાળા અને જાતે દુઃખ સહન કરવાવાળા હતા.

## પાપકર્મનો ભોગ.

પાપકર્મના ઉદયથી મહાવીરપ્રભુએ જે જે દુઃખ સહન કીધા તેમાં તેઓ જાણી જોઇને પાપકર્મના ભોગ થઇ ગયા હતા કારણકે તેમ કર્યા વગર તેઓ પોતે મુક્ત થાય નહિ અને બીજાઓને પણ મુકત કરી શકે નહિ.

તેને માટે જીવ આપનારા અનુયાયીઓની વચમાં રહીને તેણે પાપકર્મના અસહ્ય જોરને પોતાની શકિત છતાં મૂંગે મોઢે સહન કીધું, અને કર્મશત્રુઓએ જાણે તેનું નિકંદન કાઢી નાખવાને તૈયારીઓ કરી હોય તેમ પોતાના સઘળા સામર્થ્યથી અને કાના દાવાથી તે પ્રભુ પ્રત્યે ધસારો કીધો તે વખતે ઇંદ્ર મહારાજ અને બીજા દેવતા તથા મનુષ્યોએ ભક્તિભાવથી પ્રભુને રખેવાળી કરવાની વિનંતિ કરી પરંતુ તેઓ પોતે કાંઈ ઓછી શક્તિવાળા નહોતા તેથી કોઈની પણ સહાયતા વગર પોતાની શકિતપર અંકુશ રાખીને તેઓ પાપકર્મના ભોગ થઇ તેને દૂર કીધા. વળી તેમાં વિશેષતા હતી કે જેઓએ તે પ્રભુને અતીશે દુઃખ દીધા તેઓ સઘળા પ્રત્યે તેમની ઘણીજ માયાળુ લાગણી હતી અને તેમને પાપકર્મથી મુકત કરવાની ઉપકાર ભરી વાણીનો લાભ તેઓ આપતા રહ્યા હતા જેમકે ગોશાળાને પોતેજ ઉપદેશ આપી જ્ઞાનવાળો કીધો ત્યારે તેણેજ તીણો ઘા મારી ઉપકારના બદલામાં અપકાર કરી કૃતઘ્નપણું કીધું. ખરૂં જોતાં આવા પ્રકારના દુઃખો ભાગ્યેજ સહન થઇ શકે તે છતાં તેમણે ઉલટ તેના પ્રત્યે કરૂણાજ બતાવી હતી. આપણા સાંસારિક પ્રેમભાવમાં પણ કોઇની સાથે લાંબો વખત પ્રીતિ રહી હોય તે તૂટી જાય અથવા જેમના માટે આપણે આપણા પ્રાણ પાથરવાને તૈયાર હોઇએ તેઓના તરફથીજ જો આપણું અપમાન અને નુકસાન કે દગો કરવામાં આવે તો તેથી જે અસહ્ય દુઃખ થાય છે તેની બરોબરી બીજા દુઃખ સાથે થઇ શકે નહિ. એક મિત્ર કે બંધુની અપ્રીતિ અથવા પતિ પત્ની વચ્ચેના વિશ્વાસઘાત કે જે-

ઓને અરસપરસ ઘણોજ દ્રઢ સ્નેહ અને લાગણી હોય છે તેઓનું ઉપર જણાવ્યું તેવું ઉલટું વર્તન જોઇને તેમના ભલાને માટે આપણને દશગણું દુઃખ થાય છે. એક ઉદાર માયાળુ હૃદયના વૃદ્ધ માણસને માટે એક નાટકમાં એવું ઉદાહરણ આવે છે કે તે ઘણીજ તીવ્ર લાગણીથી પોતાના પુત્રને ચાહતો હતો પરંતુ તે દુષ્ટ અને ઘાતકી પુત્ર તરફથી તેના વૃદ્ધ પિતાને ઘા મારવામાં આવ્યો. હવે તે ઇજા પામેલા વૃદ્ધ માણસના હૃદયમાં કેવી કોમળતા અને ઉંડી લાગણી હતી તે શબ્દોથી કહી શકાય નહિ પ્રથમ તો તે વૃદ્ધ માણસને ઘા લાગ્યો ત્યારે તેને એકાએક આશ્ચર્ય ઉત્પન્ન થયું. જે તે પોતાના સઘળા પ્રેમથી ચાહતો હતો, અને આ સંસારના સઘળા સુખો જેમણે પોતાના તે પ્રિય પુત્રને સોંપી દીધા હતા તેનાજ ઘાતકી હાથથી વિશ્વાસઘાત કે દગો થયો હશે એ વિષે તો તેને સ્વપ્ન પણ નહોતું; પણ જ્યારે એ બાબત પુરાવાથી સાબીત થઇ ત્યારે તેને ઉલટું વધારે તીવ્ણું દુઃખ થવા લાગ્યું, ન રોકી શકાય તેવો તિરસ્કાર તેને છુટ્યો અને તેના અંતઃકરણમાં તે ઘણા ગુસ્સાથી અને દીલગીરીથી આશ્ચર્યકારક દિલાસાની શોધ કરવા લાગ્યો પણ જ્યારે એક પછી એક જુદી જાતની લાગણી પસાર થઇ જાય છે અને પોતાની ભૂલનો વિચાર કરવાને મન નિવૃત્ત થાય છે ત્યારે દુઃખ અને પશ્ચાત્તાપના અસહ્ય બોજાથી તેનું અંતઃકરણ કંપે છે, અને તે કંગાળપણાથી તેમજ અતિશે નિરાશાને લીધે તેને ઘેલછા લાગુ થાય છે અને તુટેલા હૃદયવાળો તે બિચારો વૃદ્ધ તુરતજ મરણને શરણ થાય છે. તાત્પર્ય એ છે કે છોકરા પ્રત્યેની અતીશે પ્રેમની લાગણીથી તે છોકરાના પાપને માટે તેને પોતાની જાતનો આખરે ભોગ આપવો પડે છે.

પરંતુ જે ઘણા મનુષ્યો નાસ્તિક થઇ પ્રભુના વચનનો અનાદર કરે છે અને પોતાની જાતને હમેશને માટે અંધારા ખાડામાં નાખે છે તેઓને માટે પરોપકારી મહાવીર પ્રભુ ઉંડી લાગણી ધરાવે છે તેમનું અપમાન કરવામાં આવે તોપણ તેમની લાગણીમાં ફેર પડતો નથી. તેઓ કદી પોતાની શક્તિનું જોર બતાવી કોઇને સમજાવતા ન હતા, અને તેથી તેનો આદર સત્કાર ઘણે સ્થળે ન થાય તોપણ જેઓના ઉદ્ધાર થાય તેમનો ઉદ્ધાર કરવો એજ માત્ર તેની રાગદ્વેષ વગરની

ઈચ્છા હતી. પાપીને પણ તેઓ માયાળુપણે બોલાવતા અને તેની યોગ્યતા પ્રમાણે તેને ખરા માર્ગમાં લઈ જતા હતા.

હવે આ ઉપરથી સમજી શકાય છે કે મહાવીર પ્રભુની લાગણી અને તેમણે સહન કરેલા દુઃખો કુદરતના શ્રેષ્ઠ ઉમદાપણાની નિશાની છે અને તેના બની શકે તેટલા ભાગીદાર થવામાં મનુષ્યને શરમ નથી પણ મહત્વતા છે. જો કે મહાવીર પ્રભુના મહાન્ દુઃખોના ભાગીદાર થવાને તેના કોઈપણ અનુયાયીઓને માટે અશકય હતું તોપણ તેવા પ્રકારની ઉંડી લાગણીથી દિલગીરી ઉત્પન્ન થાય તે પણ પોતાનો જાતી ભોગ આપવાની સારી તૈયારી કરેલીજ ગણાય કારણ કે દરેક ગેરવિશ્વાસના, કાર્યમાં તેઓ વીરપ્રભુમાં દૂરથી પણ પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન કરવા કરાવવાને તત્પર હોય છે. સામાન્ય વિચારથી મહાવીરના દુઃખો ગમે તેટલું જુદાપણું બતાવે છે તોપણ તેમાં કેટલા એક એવા વિચારો છે કે જેથી મનુષ્ય અને મહાવીરનો સંબંધ આ બાબતમાં ઘણો નજીક લાવી શકાય. તે વીર પરમાત્મામાં પૂર્ણ શ્રદ્ધા રાખવાથી મનુષ્ય પોતાના પાપકર્મથી છૂટો થાય છે એટલુજ નહિ પરંતુ તે મહાન્ આત્માની સાથે મનુષ્યો એટલા બધા સહાનુભૂતીવાળા થાય છે કે જેથી કરીને તેઓ પાપકર્મની આંખે થઈને તેમાં ફતેહમંદ થાય છે. તેથી કરીને મહાવીરના જીવનનું જેટલું અનુકરણ થઇ શકે અને તેના દુઃખના ભાગી થઈ શકાય તેટલું હિતકર અને આનંદને ઉત્પન્ન કરનારૂં છે તમારે એક સામાન્ય સત્યને વળગી રહેવું કે તમારામાં પણ મહાવીરપણું છે. મહાવીરના દુઃખના વખતમાં જેટલો કલ્યાણનો માર્ગ છે તેટલો બીજા મનુષ્યના ગમે તેવા સુખના પ્રસંગમાં રહેવાથી મળી શકશે નહિ. સાંસારિક સ્નેહ પણ આપણને શીખવે છે કે પ્રીતિવાળું હૃદય દરિદ્રતા અને મુશ્કેલીથી કંટાળ્યા વગર ઘણાઓને સહાય કરે છે. તેમજ વળી બધાઓ નમ્રતા અને જીંદગીના સુખવાળું જીવન ગાળે એવી ચાહના રાખે છે. સામાન્ય મનુષ્યને માટે જ્યારે એ પ્રમાણે છે ત્યારે જે વીરપ્રભુને આપણે અતિ ઘણા પૂજ્યભાવથી માનીએ છીએ અને જેઓનું જીવન પારમાર્થિક અને નિઃસ્વાર્થ છે તેના પગલે ચાલવાને, તેના દુઃખોના ભાગીદાર થવાને કેટલી વિશેષ ઉંડી લાગણી અને ખુશાલી થાય?

અને જો તે મિશ્રિત પ્રેમ, માન અને પૂજ્યભાવ કે જે મનુષ્યના હૃદયમાં ઘણી શ્રેષ્ટ રીતે હોઇ શકે છે, જો મહાવીર પ્રભુની ભક્તિ તમારા છુપા આત્મામાં ઓતપ્રેત થએલી હોય, તો જે માર્ગથી મહાવીર પ્રભુએ કર્મશત્રુના ચુરેચુરા કરી નાખ્યા તેનો અનુભવ તમોને મળવાથી તમારા ગમે તેવા દિલગીરીના પ્રસંગમાં તમોને કેટલો આશ્ચર્યકારક હર્ષ ઉત્પન્ન થશે ? મનુષ્યથી મહાવીરના જેવું ન બને એમ માની કદાચ ઉપરની હકીકત અતિશયોક્તિવાળી લાગતી હશે તોપણ એટલું તો નક્કી છે કે ઘણા અંતઃકરણમાં કુદરતી રીતે સત્ય લાગણી ઉછળતી હોય છે અને તેવા માણસો મરતી વખતે પણ કાંઇપણ અધીરાઇ વગર એટલુંજ કહે છે કે “ મારા કર્મના દુઃખ મારેજ ભોગવવા જોઇએ માટે જેટલું દુઃખ આવવાનું હોય તેટલું ભલે આવે, તે સહન કરવામાંજ મારૂં કલ્યાણ છે”

તમો મહાવીરપ્રભુના દુઃખના જેટલે અંશે વિશેષ ભાગીદાર થઇ શકો તેટલો તમો વિશેષ આનંદ માનો. કારણકે મહાવીરના જે ઉપસર્ગોની હકીકત આપણે જાણીએ છીએ તે મહાન્ આત્માની એક મજબુત સાબીતી છે. ઉચ્ચપદ પ્રાપ્ત કરવાની જે ગુપ્ત દુનીઆ છે, તેમાં ખુશાલી અને સુખ એ ઉમદા સ્વભાવની ખરી નિશાની નથી. ઘણી ખુશાલીના ખુશનુમાં પ્રકાશ કરતાં મનુષ્ય પ્રકૃતિને ઉચ્ચપદ તરફ દોરી જનાર ઘણું ઉંડું કારણ દુઃખ અને દીલગીરી છે ઘણાં આનંદ કરતાં ઘણું દુઃખ બીજી દુનિઆમાં શ્રેષ્ટપદને આપનારૂં છે. દૈવિક નિરાશાના ઊંડાણમાંથી ઘણી વખતે આંસુઓના વરસાદ વરસે છે. ને દુઃખ, કલેશ, અને કાળ કષ્ટને સહન કરવાથી મહાન્ તીર્થંકર મહાવીરપ્રભુ જેવા પોતાના આત્માને મુક્ત કરી શક્યા તે દુઃખ વિષે વિચાર કરતાં એમ જણાય છે કે સુખ અને શાંતિથી મહાન્ પદ મળે એવું કુદરતનું બંધારણજ નથી. આજ પણ આ જગત્‌ની સપાટીપર એવા દુઃખી અને દિલગીરીના પ્રસંગો મળી શકે છે કે, જે પરથી વિચારવંત મનુષ્યને ઘણા આશ્ચર્યની સાથે એવા નિશ્ચયપર આવવું પડે છે કે મોટા થનારાઓ લગભગ બધા દુઃખ અને સંતાપનેજ આભારી છે. શ્મશાન ભૂમિને વિષે એક બાળક વિચાર વગર આનંદથી રમશે, પણ વિચારવંત મ-

નુષ્યને ઉંડી લાગણી અને દુઃખથી અનેક વિચારોની પરંપરાઓ ઉત્પન્ન થશે. યાદ રાખવું કે બાળકના આનંદના ભાગીદાર થવા કરતાં આ દુનિઆ છોડી ગએલા મહાન્ પુરૂષોના દુઃખના જવાબદાર થવું વધારે સારૂં છે. કેટલાએક એવા નકામા અને ખોટી મોટાઇવાળા માણસો છે કે જેઓ, કઠોરતા અને સ્વાર્થીપણાને વશ થઇને પશુની ઉપમાને યોગ્ય પોતાનું જીવન કરી દે છે, અને જગત્માં જે નાશકારક મોહિની છે, તે તેમને અંધ બનાવી ખરા માર્ગપર આવતા અટકાવે છે.

જેઓ એક વખત દરિદ્રી હશે તેઓ બીજી વખત રાજા થશે પરંતુ મહાવીર પ્રભુએ જે રાજ્યપદ મેળવ્યું છે તેની સરખામણી ચક્રવર્તીના કરોડો વર્ષના રાજ્ય સાથે પણ થઇ શકે તેમ નથી. તે રાજ્યનો કદી અંત આવવાનો નથી માટે મહાવીરની પેઠે આપણે દુઃખ સહ.. કરીશું તો મહાવીરના જેવુંજ રાજ્યપદ ભોગવીશું. તેના જેવા દુઃખથી આપણી પણ તેના જેવીજ મહત્ત્વતા થશે. પવિત્ર અને બંધ વગરના દુઃખ સહન કરવાની તમારી યોગ્યતા તમારી પરમપદને પ્રાપ્ત કરવાની યોગ્યતાનો પુરાવો અને પ્રમાણ છે. કઠોર સુર સાંભળીને જે કાન વધારે દુઃખિત થયેલા હોય છે તેજ કર્ણ મધુર સ્વરનો સૌથી વિશેષ આનંદ અનુભવી શકે છે. જે હૃદયમાં દુશ્મનોનાં દૂરના ઘણા ઉંડા ઘા લાગેલા હોય છે તેઓજ ખરી મિત્રતાના પ્રેમનો ખરો આનંદ અનુભવી શકે છે. આ અપૂર્ણ અને ઇંદ્રજાળ જેવા જગત્માં આત્માને જે જુલમ અને સંતાપ સહન કરવા પડે તે એક એવું શાંત ભવિષ્ય અને ન કહી શકાય તેવા આનંદનું ચોકસ ધોરણ દર્શાવે છે કે જે બીજી પૂર્ણ અને સત્યતાવાળી દુનિઆમાં સંપૂર્ણ ફતેહમંદીથી આ સંસારનો દુઃખી આત્મા પરમસુખને અનુભવી શકે છે. પાપ કર્મના ન રોકી શકાય તેવા સ્પર્શથી તમોને જે દુઃખ થતું હોય તે પરથી તમો તમારા ચળકતા ભવિષ્યનું અનુમાન કરી શકશો. જ્યારે તમે આ દુનિઆના અતિશે દુઃખ સહન કરી મુક્ત થશો અને મિશ્રિત ભાવ વગરના શુદ્ધ પ્રેમ અને પવિત્રતાના વાતાવરણમાં તમે આવશો, જ્યારે પાપકર્મનું નામ કે નિશાન રહેવા પામશે નહિ, ત્યારે તમો સમજી શકશો કે પાપકર્મના દુઃખને સહન કરવું તે હમેશાના

સુખને પ્રાપ્ત કરવાનો મુખ્ય અને જરૂરનો ઉપાય છે. હવે મહાવીર પરમાત્મા કે જેઓ જગત્પર મહાન્ ઉપકારના કરનારા છે, તેમની સાથે જે આત્માઓ પાપના પંજામાં સપડાઇ ગયા છે, અને ઉલટો માર્ગ ગ્રહણ કરે છે, તેને માટે તમોને ઘણી ઊંડી લાગણી થવી જોઇએ. કારણકે ભવિષ્યમાં તેમાંના ઘણા આત્માઓનો મારી પેઠે ઉદ્ધાર થશે, તેઓ પણ ઉચ્ચપદને પ્રાપ્ત કરશે, અને તમો સર્વે મહાવીર પ્રભુના જેવાજ પરમાત્મા થઇ એક સ્થળે સિદ્ધિપદને શોભાવનારા થશો, તેથી જેમ મહાવીરના આધારે તમારો ઉદ્ધાર થાય છે, તેમ તમારા આધારે બીજા પાપી જીવોનો ઉદ્ધાર થાય તેવી ચાહના રાખો; કારણકે દુઃખના ભાગીદાર થનારાઓ પરમ સુખને પ્રાપ્ત કરે છે.

## પ્રથમ ભાગ સમાપ્ત.



